# ધન—રોકાણ.

યાને

# શેરબજારનો સાથી.

**Investment or Companion to the Share Market.**

---

પ્રયોજક—**રમણ.**

---

ઉદ્યોગની ઉન્નતિનો મોટો આધાર ધન રોકાણ ઉપર છે.
દેશની વેપારી નાડ શેરબજાર છે.

---

સોલ એજન્ટસ—**વસનજી પરમાણંદની કું.**

---

કિમ્મત રૂ. ૩॥.

---

૧૯૨૦.

# પ્રસ્તાવના.

આપણી ગુજરાતી ભાષામાં વ્યાપારને લગતા પુસ્તકો નહિ જેટલાંજ છે, તેમાં શેરબજારને લગતું પુસ્તક હજી હમણાંજ બ્હાર પડે છે. અમારા પુસ્તકની પદ્ધતિ શેર દલાલો અને તેમના ઘરાકોને પસંદ પડશે એવી આશા રાખીએ છીએ. અમારી પદ્ધતિનું પુસ્તક હજીસુધીમાં આ પહેલવહેલુંજ બ્હાર પડયું છે. આ પુસ્તક માટે કેટલાંક અંગ્રેજી પુસ્તકો, માસિકો, તથા છાપાઓનો આધાર લીધો છે તો તેમના ગ્રંથકારો, પ્રસિદ્ધ કર્તાઓ અને અધિપતિઓનો આભાર માનવામાં આવે છે. અમોએ આટલા પુસ્તકોનો આધાર લીધો છેઃ—અસલના વખતના શેરબજારનો ઇતિહાસ એક "પારસી" નામક લેખક તથા સર ડી. ઈ. વાચ્છાના પુસ્તકો ઉપરથી લીધો છે તો તેમનો આ સ્થળે ઉપકાર અમે માનીએ છીએ. તે સિવાય Shares and Stocks by Hartley Withers, Financial Perils, Stock Exchange (P. L.) વિગેરે પુસ્તકોના લેખકોનો આભાર માનવામાં આવે છે. હિન્દી રૂના ઉદ્યોગનો વિષય સર વાચ્છાના એક લેખ ઉપરથી લીધો છે. કંપનીઓને લગતી જોઇતી વિગતો તથા વાર્ષિક સરવાયાના રીપોર્ટો ઇત્યાદિ પૂરા પાડવા માટે એજન્ટો તથા મેનેજરોના ઉપકાર માનવામાં આવે છે. તે સિવાય અમારા મિત્રો રા. મગુભાઈ, બી. એ., રા. રમણીકલાલ કેશવલાલ ઝવેરી બી. એ. એલ. એલ. બી. રા., મોહનલાલ ભગવાનજી ઝવેરી, બી. એ., રા. ચંપકલાલ જમીયતરામ નાનાભાઈ, બી. એ., વિગેરે મિત્રોએ અમને જોઇતી સૂચનાઓ વારંવાર આપવા માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

પ્રથમ અમારો વિચાર એક શેર અને શેર ધંધાનો જ્ઞાનકોષ (Share and share business Encyclopedia) બનાવવાનો વિચાર હતો અને તેનું કદ આ પુસ્તકથી દશગણું મોટું કરવાનો હતો પણ તેને અનેક વર્ષો વીતી જાય તેમ હોવાથી તે કોષની માત્ર ટૂંકી નોંધ તરીકે આ પુસ્તક હાલ તુરત બ્હાર પાડયું છે. અમે આશા રાખીએ છીએ કે આ પુસ્તક સૌને ઉપયોગી થશે.

મુંબાઈ, તા૦ ૧૦-૪-૨૦.

# અનુક્રમણિકા.




**પ્રકરણ ૧ લું. શેરબજારની ઐતિહાસિક ઝાંખી. પાનું ૧.**

સને ૧૮૬૩ અને તે આગમજ, લડાઇ અને પછી, પ્રેમચંદ રાયચંદ સટ્ટાને માટે ઉભી થયેલી પરપોટા કંપનીઓ, શેરબજારની રચના, ખાડાઓ, સટ્ટાનું પડવું અને ગભરાટ, સને ૧૮૬૪-૫૫ માં થયેલી ભાવોની ઉથલપાથલ.)

**પ્રકરણ ૨ જું. શેરબજાર તે શું? પાનું ૧૪**

(ક્યારે તેની ઉત્પત્તિ થઇ, તેના ફાયદાઓ, તેની અસર, તેનો ગેરફાયદો.)

**પ્રકરણ ૩ જું. દુનિયાના શેરબજારો. પાનું ૧૮**

(લન્ડનનું, અમેરિકાનું, પારિસનું, કલકત્તાનું, અમદાવાદનું, મુંબઇનું.)

**પ્રકરણ ૪ થું. શેર એટલે શું? પાનું ૨૩**

(શેર અને કંપની, પંત્યાળુ અને કંપની, શેરમાં રહેલી મર્યાદિત ખોટ, ભાગીદારોને વગર મહેનતે મળતી વહેંચણી)

**પ્રકરણ ૫ મું. સરકારી જામીનગીરીઓ. પાનું ૨૩**

અસલના વખતમાં રાજ્ય દોલત એકઠી કરતું, હાલમાં દેવાદાર બનતું જાય છે.)

**પ્રકરણ ૬ ઠું. લીમીટેડ કંપનીઓ. પાનું ૨૪.**

(ખાનગી અને જાહેર કંપનીઓ.)

**પ્રકરણ ૭ મું. સરૈયા નજરો. પાનું ૨૫.**

(કેવી રીતે વાંચવું, તેમાં શું શું હોવું જોઇએ.)

પ્રકરણ ૮ મું   શેર ટ્રાન્સ્ફરો.   પાનુ ૨૬
(તેની જરૂર, તેના ફાયદાને ગેરફાયદા, તે કેમ ભરવા.)
પ્રકરણ ૯ મું   સ્ટોક અને શેર.   પાનુ ૨૭
(તે બન્ને વચ્ચેના ૪ તફાવત; કંપનીની થાપણ.)
પ્રકરણ ૧૦ મું   શેરના પ્રકાર.   પાનું ૨૯
(તેના ત્રણ પ્રકાર, પ્રેફરન્સ, ઓરડીનરી અને ડીફર્ડ.)
પ્રકરણ ૧૧ મું   ડીબેન્ચરો.   પાનુ ૩૧
(તે શું, તેના પ્રકાર અને તેનો ફાયદો.)
પ્રકરણ ૧૨ મું   કંપનીના સરવાયા.   પાનું ૩૩
(તેમાં સમજવાની રીત, જમે પાસુ, દેવું તથા લેહેણું, ઉધાર પાસું,)
પ્રકરણ ૧૩ મું લખી વાળવાની પદ્ધતિ. પાનું ૪૧
(ખર્ચો કેમ લખી વાળવામાં આવે છે, લગડ ખર્ચ, અણુલખેલું તથા અતિલખેલું લેહેણું, આદર્શ સરવાયુ.)
પ્રકરણ ૧૪ મું   હિસાબ તપાસનારા.   પાનું ૪૬
(સરવાયામાં નફો–નુકસાન, સરવાયા વિષે હારટલી વીધરસનો મત, તપાસનારનું કર્તવ્ય.)
પ્રકરણ ૧૫ મું શેરની અંતરસ્થ કિમ્મત. પાનું ૪૯
પ્રકરણ ૧૬ મું કંપનીની કારોબાર કુશળતા. પાનું ૪૯
પ્રકરણ ૧૭ મું ધન–રોકાણ. (Investment) પાનું ૫૦
(શેર બજારમાં થતાં બંધા, શેરમાં નાણું રોકવું, એટલે શું, કેમ, કેવી રીતે, ક્યારે નાણું લાભ થાય તેમ રોકવુ, કયા શેરોમાં ને કયા ભાવે રોકવું, હિન્દમાં ભાગીદારો શું ઉઘરાણુસી છે, નવી કંપનીઓ.)

**પ્રકરણ ૧૮ મું   રોકનાર તથા સટ્ટાકર.   પાનું ૫૯**

(તે બન્ને વચ્ચે.. તફાવત, તે તફાવતના અનેક ક્રમ અનુક્રમ, તે સર્વ ક્રમો વચ્ચે રહેલા ફરક, અર્થ શાસ્ત્રીની દૃષ્ટિએ વેપારી, મજુરને સટ્ટાકર, સટ્ટાકરના બે પ્રકાર, સટાબાજ તથા સટાખોર (સટોડીઆ) ના ગુણ અવગુણ, તારવણી કરનાર.)

**પ્રકરણ ૧૯ મું   સટ્ટો,   પાનું ૬૬**

(સટ્ટાના બે અર્થ, વાયદો, સટ્ટાની જરૂર, શુધ્ધ સટ્ટો, બીલકુલ સટ્ટો, સટ્ટાના ફાયદા તના ગેરફાયદા, સટ્ટાથી આનંદદાયક થઈ પડેલું કમાવાનું સાધન શેરબજાર, તેમાં ફતેહ કોણ મેળવી શકે, તારવણી.)

**પ્રકરણ ૨૦ મું   ભાવોમાં વધઘટ   પાનું ૭૨**

(તેનું મૂળ કારણ, ખોટાં લેણ વેચાણ, ખેલો, તેના ત્રણ પ્રકાર, મેલો, વધઘટના સામાન્ય કારણો, વધઘટનો લાભ લેવાના કેટલાક નિયમો, નાણું રોકી શકનારાજ સટ્ટો કરવામાં ફાવી શકે, બેંકરેટ.)

**પ્રકરણ ૨૧ મું   શેરબજારની યંત્રણા.   પાનું ૭૭**

(રોકડાની પતાવટ; વાયદાની પતાવટ, બદલો, તેના ત્રણ પ્રકાર. બજારની લાક્ષણિક સ્થિતિ, પતાવટના નવ દિવસો, પતાવટ કેમ થાય છે, હવાલા, તેની પાંચ જાત, હવાલા કેમ પડે છે,— બજારનું બંધારણ.)

**પ્રકરણ ૨૨ મું   દલાલો અને પ્રજા.   પાનું ૯૦**

(ઘરાકો, દલાલ વિના ચાલે નહિ, દલાલી, દલાલો ઉપયોગી ભાગ બજવે છે,)

## પૂરવણી પત્રક ૧ લું,

૧. હિન્દી રૂ અને રૂનો ઉદ્યોગ.... ... પાનું ૯૬
૨. આપણી મીલોની પ્રવૃત્તિ અને પ્રવૃદ્ધિ ,, ૧૦૪
૩. અંતરસ્થ કિમ્મત અને કંપની કારોબાર કુશળતા. ... ... ... ,, ૧૦૬
૪. નાણાંબજાર. ... ... ... ... ,, ૧૦૯
૫. ઈલાકા બેંકોના સરવાયાં ... ... ,, ૧૧૨

# પ્રવેશિકા

અલબેલી મુંબઈ નગરીના કોટ તરફના એક વિભાગમાં દલાલ-સ્ટ્રીટમાં મધ્યાહ્ન સમયે એક ચોકમાં મનુષ્યોનાં નાનાં મોટાં ટોળાં આવીને ભેગાં થવા માંડયાં. બપોરના ૧૨ વાગ્યા, ત્યાં એક ઘંટડી વાગી અને શોરબકોર ગાજી ઉઠયો. એક નવીન આવનાર પ્રવાસીને લોકો માંહેમાંહે લડી મરતા હોય એવું લાગવાથી એવો આભાસ થયો કે આ ચોકની અંદર કાંઈ ગુપ્ત ધન દાટયું હશે ને તેના હક્ક માટે આ લોકો લડી મરતા હશે. તે વિસ્મય પામી વિચારના વમળમાં પડી ગયો અને કુતુહલ ઉપજ્યાથી તે ચોકમાં પેસવા ગયો કે તરતજ બીચારાને, જરા સામે થયો તેથી સીપાઈના ઠોંસા ખાવા પડયા! થોડીવારે બહાર ઉભેલાઓને પૂછવાથી ખબર પડી કે ખરેખર ધન પ્રાપ્ત કરવાને તેમજ ધન ફુંકી દેવાને માટે આ એક સુંદર ચોક છે યાને સ્વર્ગ—નર્ક સમાન સલુણું શેર બજાર છે.

બજાર ઉઘડયો કે તરતજ "લઉં કોહિનુર," "લઉં ફાજલ," "આપું ડીફર્ડ." વગેરે શબ્દો મોટે અવાજે ઉચ્ચારાવા માંડયા. દરેક શેરના સોદાના સ્થળે નાની મોટી મેદનીઓ એકઠી થવા લાગી. દરીઆનાં મોજાં માફક તે મેદનીઓ આમતેમ ડોલાં ખાવા લાગી. શેરોના ભાવોમાં વધઘટ થવા લાગી. જેમ જળધારાઓ ઉપર લીંબુઓ નાચ્યાં કરે તેમ ભાવો ઘડીમાં ઉંચા, ઘડીમાં નીચા એમ વધઘટવા લાગ્યા. ઉઘડતા બજારના ભાવ લઈ દલાલો પોતપોતાની ઑફીસો તરફ દોડયા ને ઘરાકોને ટેલીફોન કરવા લાગ્યા.

આ લખતાં અમને એક રમુજી વાત યાદ આવેછે. હાલનો જમાનો વિધવિધ નવીન શોધોનો છે. "વાયરલેસ" સંદેશાઓની બાબતમાં એક વિજ્ઞાનવેત્તા તો એટલે સુધી જઇને કહેછે કે ભવિષ્યમાં ખીસ્સામાં રાખવાના "વાયરલેસ" ટેલીફોન બનશે. આથી બજારમાં એક શેરદલાલને ખીસ્સામાં ઘંટડી વાગશે, ને પછી તે "વાયરલેસ"નું ભુંગળું પોતાના ખીસ્સામાંથી બહાર કાઢશે ને પોતાના ઘરાક સાથે વાતચિત કરશે, અને એરોપ્લેનમાં ઉડતો ઉડતો કોઇ સ્થળે જતો એનો ઘરાક આકાશમાંથી અમુક હજાર શેરો લેવાનો કે વેચવાનો 'ઓરડર' આપશે !

હવે, ભવિષ્યમાં શું થશે તેનો વિચાર કરવા કરતાં ભૂતકાળમાં મુંબઇના રંગીલા શેર બજારના શું રંગઢંગ હતા તેની આપણે જરા નજર નોંધ લેઇશું તો તે વધારે ઉપયોગી થઇ પડશે.



# પ્રકરણ ૧ લું.

## શેર બજારની ઐતિહાસિક ઝાંખી.

### સને ૧૮૬૩ અને તે આગમજ.

આપણા ઇતિહાસની શરૂઆત સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદના જમાનાથી થાયછે. સને ૧૮૬૪ ની આખર સુધી મુંબઇની પ્રજાને સટ્ટા તરફ અનહદ અણગમો હતો. ગંદકાથી લોકો જેમ દૂર રહે તેમ તેઓ સટ્ટાથી વેગળા રહેતા. સટ્ટાનું ધન હરામનું ગણાતું. પણ ૧૮૬૪-૬૫ ની સાલમાં મુંબઇના શેર બજારમાં એટલો તો ધમધોકાર સટ્ટો ઉપડયો હતો કે છેવટે મુંબઇની ખાના ખરાબી થઇ, અને તે એટલી હદ સુધીની કે મરકી કે દુષ્કાળના વખતમાં આવતાં દુઃખો તેના હિસાબમાં નહિ.

જ્યારે અમેરિકાની સિવીલ લડાઇ ( ૧૮૬૧-૬૫ ) ચાલુ થઇ, ત્યારથી રૂના વેપારમાં વિલાયતમાં આ ટાપુએ ખરેખર કીર્તિવંત નેકનામી મેળવી હતી. આ વખતે ભાગ્યેજ શેરોના ભાવની ઉથલ પાથલ અઠવાડીઆમાં એકાદ ટકાની થતી. જો કદાચ એ ત્રણ ટકાની થતી તો તે મોટો ફેરફાર ગણાતો! સટ્ટાનું નામ સાંભળીને લોકોને કંપારી આવતી!

### લડાઇ અને પછી.

ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચ્ચે માંહોમાંહે યુદ્ધ થયું ત્યારે અમેરિકાથી રૂનો ( કાચો ) માલ વિલાયત જતો બંધ પડયો, તેથી વિલા-

યતને નિકાશ માટે હિન્દ ઉપર અને ખાસ કરીને મુંબઈ ઉપરજ આધાર રાખવો પડયો. આથી અત્રેના ખેડુતો અને વેપારીઓનાં ભાગ્ય ખુલ્યાં. તે વખતે રૂના ભાવ જે આગળ ૨ થી ૫ પેની હતા તે વધીને ૨૦ થી ૨૪ પેની થયા અને અત્રેના ભાવ જે આગળ ખાંડીના રૂ. ૬૦ થી રૂ. ૯૫ સુધી હતા તે એકદમ વધીને રૂ. ૬૦૦ થી રૂ. ૭૦૦ સુધી બોલાયા. લડાઇનો અંત ૧૮૬૪ ની આખરમાં આવ્યો. આ બે વર્ષ દરમ્યાન દોલતનો એક મોટો જથ્થો મુંબઇ ખાતે આવી પડયો હતો. અનુભવિયો અટકળે છે કે આશરે પચાસ કરોડ રૂપીઆ અત્રે આવ્યા હશે. આ દોલતનો, દેશોપયોગી કામો કરવામાં ઘટતો ઉપયોગ કર્યો હોત તો મુંબઇની જાહોજલાલીમાં અને ઔદ્યોગિક આબાદાનીમાં વધારો થયો હોત. આમ થવાને બદલે લોકો સટ્ટામાં ભાગ લેતા થયા, અને માત્ર સટ્ટો ખેલવાને માટેજ કેટલીક નકામી અને વગર મતલબની કંપનીઓ ઉભી થઈ, જેમાં આશરે ૨૦ બેન્કો, ૪૦ "ફીનાન્સ શાલો" અને ૧૦ "ખાડા" કંપનીઓ હતી. આ કંપનીઓને પરપોટા કંપનીઓ કહેવામાં અતિશયોક્તિ નથી, કારણકે ઉપર લખ્યું તેમ ઉપરોક્ત નવી કંપનીઓ મોટે ભાગે વેપાર ઉદ્યોગ વધારવાને બદલે સટ્ટારૂપી રમત રમવાને માટેજ ઉભી થઈ હતી. જ્યારે બજારનુ વલણ ફર્યું નહિ ત્યારે અને તે પછી આ સર્વ કંપનીઓ સ્વાહાયનમઃ થઈ ગઈ. ભાગ્યેજ કોઈ કંપની પાંચ વર્ષ જીવી હશે. ઉપલી કંપનીઓ દેખાદેખીથી ઉભી થઈ હતી. જેને કામ ધંધો નહિ મળતો એવા લેભાગુઓ પણ કંપની કહાડી બેસતા. કેટલીક કંપનીઓના ડાયરેક્ટરો અને પ્રમોટરો હલકી કોમના અને ઘણાખરા "બદમાશ" હતા. આ પરપોટા કંપનીઓ ઉભી થઈ તે પહેલાં એક બે સદ્ધર કંપનીઓ, ઉત્તમ પ્રકારના અનુભવી તથા લાયક સદ્ગૃહસ્થો તરફથી ઉભી કરવામાં આવી હતી. આગળ તો કંપની કહાડવાનું કોઇને બરાબર ભાન નહતું

એમ કહીએ તો ચાલે. પહેલ કરનાર તો પ્રેમચંદ હતા અને તેમણે જે પ્રથમ કંપની કહાડી તે, જો અણધાર્યો ફટકો પડયો ન હોત અને ચાલુ રહી હોત તો, મુંબઈ નગરીને શોભાવે તેવી થઇ પડત. તે ઓમ્બે રેકલેમેશન કંપની હતી. આ મોટા પાયા વાળી કંપની કહાડયા પહેલાં પ્રેમચંદે સૌથી પ્રથમ "ધી એશિયાટીક બેંક" ઉભી કરેલી હતી. આપણે હવે પ્રેમચંદની ઓળખ લઇએ.

## પ્રેમચંદ રાયચંદ.

મુંબઈના શેર સટ્ટાના પિતા, સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદ, સુરતના રહેવાશી રાયચંદ દીપચંદના પુત્ર હતા. આ નામાંકિત વીરલા વિષે એક સમકાલીન, "પારસી" નામધારી લેખક જણાવેછે કે, "તે જાતે શ્રાવક દશા ઓશવાળ વાણીઓ છે, તેની ઉમ્મર વર્ષ ૩૮ની છે, તે કદમાં ઠીંગણો છે, લગાર ધોળા રંગનો છે, ને સર્વદા હસતા મુખડાનો માલુમ પડેછે. તેની ચાલ ઘણી ચપળ છે. સ્વભાવે તે ઘણો મિલનસાર ને મિજાજમાં ઘણો નરમાશવાળો છે......... દરેક માણસનો પ્યાર પોતા તરફ ખેંચવાને તેનામાં એક અજાયબ જેવી શકિત છે." સર દીનશા વાચ્છા પોતાના "A Chapter in the Financial History of Bombay" નામક અંગ્રેજી પુસ્તકમાં લખે છે કે "પ્રેમચન્દ શેર રાજાઓમાંનો મહારાજા હતો, અતિ પ્રભાવશાલી હતો." "He was the Great Napoleon of speculation in 1864–65." "He was the life and soul of the Share Market." તેનામાં એક "કીમીઆગર" નાકરતાં વધારે ચમત્કારદર્શક શકિત હતી. તેનીપાછળ લોકો ગાંડા થઈ જતા. જ્યાં ત્યાં એકજ રટણ સંભળાતું અને તે એકે "પૈસો મારો પરમેશ્વર ને હું પ્રેમચંદનો દાસ." પ્રેમચન્દની સર્વ-વ્યાપકતા અદ્ભૂત હતી. ઘેર ઘેર ને ઠેર ઠેર "પ્રેમચન્દ" "પ્રેમચન્દ" ને

"પ્રેમચન્દ" નામ બોલાઇ રહ્યું હતું. સર દીનશા એક ઠેકાણે એક અવતરણ ટાંકી આ પ્રમાણે જણાવેછે: "Premchand's position was not that of an ordinary speculator and he has been called by some of the witnesses 'the key-note of the commercial prosperity of Bombay.' (Report of the Bank of Bombay Commission)"

પ્રેમચન્દે અંગ્રેજીનો કામજોગો અભ્યાસ કર્યો હતો. શરૂઆતમાં તેઓ દલાલીનો ધંધો કરતા અને તે વખતે તેમની એકઠી કરેલી પુંજી રૂ. ૮૦ હજારની ગણાતી. તેમણે એકલે હાથે સટ્ટાબાજ દલાલોની સાથે એક બે બેન્કનો સટ્ટો ખેલવા માંડયો અને તેમાં તે ફાવ્યા. લડાઇ ચાલી ત્યારે તેમણે તમામ રૂ એકહાથ કર્યું અને ગામનાં ગાદલાં ગોદડાંમાંથી પણ રૂ કઢાવીને માલ ભેગો કરી તેઓ મોટે નફેથી વિલાયત ચડાવતા ગયા. જે જે કામમાં પ્રેમચન્દ હાથ નાંખતા તેમાં તેમના વિજયના ડંકા વાગતા. પ્રથમ તો તેમણે "એશીઆટીક બેન્ક" ઉભી કરી. આ બેન્કને લોકો "પ્રેમચન્દ બેન્ક" યાને "ગવર્નર બેન્ક" કહેતા! હજુ આ કમ્પનીને ચાર્ટર મળે એ પહેલાં તો એનો ભાવ રૂપીઆ ૬૫ પ્રિમીયમ બોલાયો. એ અરસામાં બૅકબેનો ખાડો પુરવાનો પરવાનો પ્રેમચન્દને મળ્યો. આથી તેમણે "ધી બાબ્બે રેકલેમેશન કમ્પની" ઉભી કરી અને તેની થાપણ રૂપીઆ બે કરોડની રાખી. દરેક શેર દીઠ પહેલાં તો રૂ. ૫૦૦૦ કોલ તરીકે લીધા અને તેનો ભાવ રૂ. ૧૦૦૦૦ પ્રિમીયમ બોલાવ્યો. સરકાર વાસ્તે ૪૦૦ શેરો અલગ રાખેલા તે સરકારથી શેર ન લેવાય એવો કાયદો હોવાથી તે શેરો લેવાની જ્યારે સરકારે ના પાડી ત્યારે લીલામમાં વેચતાં એક શેર દીઠ રૂ. ૩૯૦૦૦ પ્રીમીયમનો ભાવ બોલાયો. કહેવાય છે કે તેનો ભાવ વધીને રૂ. ૬૫૦૦૦ થયો હતો, પણ

જ્યારે ભાવ બેસી ગયો ત્યારે માત્ર રૂ. ૭૫૦ થી પણ ઓછો થઇ ગયો હતો. આ કમ્પની ઉંચા ઉદ્દેશથી ઉભી થઈ હતી અને તેણે મુંબઇની એવી સંગીન ને કીર્તિવંત સેવા બજાવી હોત કે તે એક નમુનેદાર કમ્પની ગણાત, પણ તેની થાપણ લગભગ બધી મુંબઈ બેન્કમાં મુકી રાખેલી અને તે બેન્કે પ્રેમચન્દના હાથ નીચે સટ્ટામાં ભાગ લીધો ને છેવટે ફડચામાં ગઈ હતી. આ બેન્ક પહેલાં સારા પાયા ઉપર ચાલતી હતી, પણ પ્રેમચન્દ તેમાં ડાયરેકટર થયા ત્યારથી (ખુદા માલુમ) લાખો રૂપીઆ પોતાના મિત્રોને અંગઉધાર અને વ્યાજે અપાવી સટ્ટા ખેલાવવા લાગ્યા, એમ તે "પારસી" લેખક જણાવેછે. "આગળ જે એક માત્ર દલાલનો દીકરો ગણાતો," તેઓ હવે શૂરવીર શેર-સેનાધિપતિ ગણાવા લાગ્યા. સવારમાં રોજ તેમને ત્યાં લોકોનો "દરબાર" ભરાતો. સરકારી અમલદારો પણ તેમની સલાહ લેવા માટે તેમને ઘેર તેમની સમક્ષ આજીજી ભરેલા દેખાવથી ઉભા રહેતા! ભાવતાલની લગામ પ્રેમચન્દના હાથમાં હતી અને તેઓ મરજી પ્રમાણે ફેરફાર કરતા. "આજે તો આ ભાવ છે પણ કાલના ભાવ પ્રેમચંદ જાણે" એમ કાગળ પત્રમાં લખાતું. બજારમાં પ્રેમચન્દ તડકે ઉભા રહેતા ત્યારે સેંકડો દલાલો તેમના પર છત્રીઓ ધરી રાખતા. જ્યારથી મુંબઈ બેન્ક તેમના હાથમાં આવી ત્યારથી તેમને માટે દોલતનો એક મોટો દરવાજો ખુલ્યો.

છેવટે પ્રેમચન્દને એવો વખત આવ્યો હતો કે ચોમેરથી તેને નુકસાન ને નુકસાન થવા લાગ્યું. રૂના ભાવ ગગડી ગયા, શેરોના ભાવ ગગડી ગયા. ૧૮૬૬માં તેમનું કરજ રૂા. બે કરોડનું હતું. લોક એમ સમજતા કે તેમની પુંજી પાંચ સાત કરોડની છે, પણ ખરૂં જોતાં તો માત્ર રૂા. દસ લાખની હતી! પ્રેમચન્દ જ્યારે નાદારીમાં ગયા ત્યારે

ગમગીનીમાં ઘેર ભરાઈ ન બેસતાં હસતે મુખડે નિર્ભયપણે બહાર હરતા ફરતા હતા! પ્રેમચંદે એકંદરે રૂા. ૬૬ લાખની સખાવત કરેલી કહેવાયછે. સખાવત તેજ સાચી મુડી છે.

## સટ્ટાને માટે ઉભી થયેલી પરપોટા કમ્પનીઓ.

નવી નીકળેલી બધી કમ્પનીઓ સટ્ટા ખેલવાની બદ દાનતથી ઉભી થઈ હતી, છતાં શેરો ઉપર તૂટાતૂટ પડતી. લડાઇને લીધે મુંબઇમાં દ્રવ્યની રેલમ છેલ થઈ રહી હતી. આ બાબતમાં પ્રેમચન્દના જમાનાનો લગભગ આખો ઇતિહાસ કવિ દલપતરામ નીચે પ્રમાણે માત્ર આઠ કડીમાં સજ્જડ રીતે સમજાવેછે:—

"ઓ સહીયરો, શેર તણા વેપારનું સ્વપ્ન સાંભળો,
સુણી સમજીને ભવતારણ ભગવતની ભક્તિમાં ભળો.
ઇસવી સન અઢારસો થાતાં,
વળી તે ઉપર ત્રેસઠ જાતાં;
બહુ મનુષ્ય થયા ધનથી માતા.—ઓ૦.
જ્યાં અમેરિકામાં જુદ્ધ જાગ્યો,
ત્યાંના રૂનો ધંધો ભાંગ્યો;
આપણાંને લાભ ઘણો લાગ્યો.—ઓ૦.
તે નાણું ધંધે ક્યાં ધરવું,
વેપાર વિષે કેમ વાપરવું;
સુજે નહિ જે આ શું કરવું.—ઓ૦.
પછી સરખે ભાગે શેર કર્યા,
ભોળા થઈ સહુએ ભાગ ભર્યા;
હિકમતથી લાખો દામ હર્યા.—ઓ૦.

લોકો દોડે શેરો લેવા,
જન સૌ બનીયા ગાંડા જેવા;
કોઇ પૂછે નહિ ધણી છે કેવા.—ઓ૦.
જે જે કમ્પની જેણે કાઢી,
અતિ ભાવ ચડાવ્યા ઉપાડી;
લોકોને લાલચ દેખાડી—ઓ૦.
રોકડ ખરચી શેરો લીધા,
ગાંઠથી ગરથ ગણી દીધા;
પછી શેર તણા સટ્ટા કીધા.—ઓ૦.
પાંસઠની સાલે પરિણામે,
ઠગ ધંધો તે ઠામો ઠામે;
દીઠો નજરે દલપતરામે.—ઓ૦."

ઉપર પ્રમાણે, ભાવો ચહડાવવાને પ્રમોટરો દલાલો સાથે બંદોબસ્ત કરતા ને અનેક નીચ હિકમતો વાપરતા. લોકો કીંમતી જણસો વેચી, કઈનાં નાણાં ઉપાડી સટ્ટા કરવા લાગ્યા. લોકોની માયા મિલ્કત શેરોની થઈ પડી હતી. ભાવ વધતા ગયા તેમ લોકો ફુલાતા ગયા અને પોતાની મુડી વધતી જતી સમજ્યા. પણ એકાદ વર્ષમાં ભાવો ગગડી જવાથી શેરો ચીંથરાં થઈ પડયાં. આ લોભમાં ફસનારા કોઈ અજ્ઞાની ન હતા, પણ બેરિસ્ટરો, વકીલો, પંડિતોને મોટા મોટા વેપારીઓ હતા. તે વખતે સટ્ટામાં સ્ત્રિયોએ સુદ્ધાં કંઇ ઓછો ભાગ ન્હોતો લીધો. 'ઓરત સટ્ટાબાજોમાં પારસી જાતિની વધુ ઓરતો જણાવવામાં આવી છે." વળી દલપતરામ વધુ લખેછે કેઃ—

"લાભ મળ્યો તેથી થઇ લોભી, શેર લાગ્યા સંઘરવારે,
ગળપણ જાણી કલીકની ગોળી મચ્છ ગળે જેમ મરવારે,
લાભ મળ્યો.
"

બાપની દોલત દસ વીશ લાખની,
તેના તો શેર લીધારે,
અધિક વળી કરજે ઉપાડી,
દસ્તાવેજ લખી દીધારે.—લાભ૦

ઘરધણીયાણી કેરૂં ઘરેણું,
વેચી શેર વસાવ્યારે,
સગા સંબંધીનાં વળી નાણાં,
લખી આપી ખત લાવ્યારે.—લાભ૦

સરભર ભાવે શેર મળેલા,
તેથી તૃપ્ત નહિ થાતાં રે,
પંદર ગણું પણ પ્રીમીઅમ આપી,
વળી લીધા વેચાતારે.—લાભ૦

જમીન આપી જર ઉપાડયા,
મિત્રોને માંહિ મુકયારે,
ધમધોકારે શેરનો ધંધો,
ચલાવતાં નહિ ચૂકયારે.—લાભ૦

બાઇઓ પણ દીવાની બનીઓ,
લોભનો પ્યાલો પીધોરે,
વસ્ત્ર ઘરેણાં વાસણ વેચી,
શેરનો સોદો કીધોરે.—લાભ૦

ગરીબ ગબ્બર સૌ ગુંથાયા,
માયા આ મોટી મળવારે,
રાત દિવસ એ એકજ રસ્તે,
રસથી લાગ્યા રળવારે.—લાભ૦

શેર સંઘરજો, શેર સંઘરજો,
શેરથી વેળા વળશેરે,
વળી આવી રળવાની વેળા,
મનખામાં ફીયા મળશેરે.—લાભ૦

દલાલ દોડા દોડીઓ કરતા,
દશે દિશાએ દેખું રે
ઉથલપાથલ થાયે અતિશે,
લાભનું ન મળે લેખું રે.—લાભ૦

કંઇક પુરૂષ તો અચરજ પામે,
નીકળ્યું ક્યાંથી નાણું રે,
દલપતરામ કહે દુનીયાની,
અંદરથી ઉભરાણું રે—લાભ૦

## સટ્ટાનું ફાટી નીકળવું.

આ જનજાણીતા ને મનમાનીતા. સુંદર પણ ભયંકર સટ્ટાનું “ પહેલુ ઉભરાણ અને તેનો અવલનો જોશ ” સને ૧૮૬૪ ના મે માસથી થવા માંડયો. પ્રથમ તો “ જુની ફીનાનશાલ ” ના શેર બહાર પડયા તે પહેલાં તો તેનો ભાવ રૂ. ૯૦ પ્રીમીઅમ બોલાયો. પહેલા હફતાના રૂ. ૧૦૦ જ્યારે ભરાયા ત્યારે તેનો ભાવ રૂ. ૪૦૦ પ્રીમીયમ થયો. હવે આવી કેટલીક “ ફીનાનશાલો ” ના ભાવ વધારવામાં “ ખાડાઓ ” યાને “ રેક્લેમેશન કંપનીઓ ” ઘણી ઉપયોગી થઇ પડી. સર્વ જનો પોતાનો સઘળી કીસમનો વણજ વેપાર અને ધંધો ધાપો છોડી શેરો ઉપરજ ધ્યાન દોડાવવા લાગ્યા. ચોમેર દૃષ્ટિથી મુંબઇનો દેખાવ આબાદ દેખાવા લાગ્યો. સર્વ કોઇને નફો, નફો ને નફોજ દેખાવા લાગ્યો. મોજ મજા-

હમાં વધારો થઇ પડયો. નાચ રંગ ફેર ફેર દેખાવા લાગ્યા. ડીસેમ્બર માસની આખરે શેરોના ભાવ અજબ રીતે વધવા માંડયા; (પાછળ શેરોના વધેલા ભાવોનું ટેબલ જુઓ.) "બેકબે ખાડા" ના ભાવમાં એક કલાકમાં હજારો રૂપીઆની વધઘટ થવા લાગી!!! આવી હેર ફેરમાં "દલાલીઆ-ઓ" ને ભારે તડાકા પડવા લાગ્યા. કાપડ બજારના કેટલાક ભાટીઆ વેપારીઓ લાખો રૂપીઆની નોટો કમરે વીંટાળીને આવતા ને આખો દહાડો લે-વેચ કરતા. કલકત્તાની "ધી પોર્ટ કેનીંગ" નામની કમ્પનીના શેરો વ્હેંચવાનું કામ પ્રેમચન્દના હાથમાં આવ્યું ત્યારે તેમણે તે રૂ. ૧૦૦૦ ના શેરનો ભાવ રૂ. ૧૨૦૦૦ પ્રીમીઅમ બોલાવ્યો! આવી રીતે સટ્ટા ચાલ્યો તેમાં ગુજરાત, દક્ષિણ અને દેશના બીજા વિભાગોમાંથી હજારો લોક નાણાં લાવી અત્રે સટ્ટા ખેલતા. વિલાયતથી પણ કેટલાક અંગ્રેજો આવ્યા હતા. સટ્ટાનો જોશ ૧૮૬૫ ના માર્ચ સુધીમાં અજબ રીતે ફુલી ફાલી ખીલી રહ્યા હતો. પછી શું થયું?

## શેર બજારની રચના.

સટ્ટાના વખતમાં આ બજાર ૯ થી ૭ વાગતા સુધી ભરાતું. આ સિવાય સવારના તથા સાંજના ૭ વાગતા પછી રાતના બીજા બે સ્થળોએ બજાર ભરાતા. શેર બજાર આગળ ભીડનો કંઇ સુમારજ ન રહેતો. દલાલો સર્વ કોમના હતા. સટ્ટા આગમજ તેમની સંખ્યા સો દોઢસોની હતી તે વધીને હજાર પંદરસોની થઇ ગઇ. મારવાડી દલાલો આ વખતે "બદલા" ના સોદા રકમબધ કરતા. બજારમાં ત્રણ જુદી જુદી ટોળકીઓ હતી. એક જગ્યાએ છાપરીઆ દલાલો, બીજી જગ્યાએ લગાર ચડતી સ્થિતિના અને ત્રીજી જગ્યાએ ફુટકલ દલાલો નાની નાની રકમના સોદા કરતા. આ ત્રીજો વર્ગ "કાસમ

બજાર" કહેવાતો. "બકરાંઓ જેમ બરાડા મારેછે તેમ શેર બજારના દલાલો સોદાને માટે બરાડતા હતા." આ વખતે દલાલો ગાળા પણ ખાતા હતા. કોઇવાર તો "ચેહેલીની ચેહેલી" હજમ થઈ જતી. એક પારસી દલાલને રૂ. ૨૩૦૦ નો ગાળો ખાવાનું પુરવાર થતાં તેને કોર્ટ તરફથી દસ વર્ષ દેશનિકાલની સજા થઇ હતી. કેટલાક દલાલો બેન્કમાંથી નાણાં ઉપાડી અંગત સટ્ટા કરતા. તે વખતે "લાખની મુડી નહિ લેખામાં" હતી, તેનો એક દાખલો છે કે એકવાર જ્યારે એક છાપરીઆ દલાલનું એક લાખ રૂપીઆનું પોટકું ચોરાઈ ગયું ત્યારે નકામો વખત ગાળવો તેના કરતાં તે કંઇ પણ દરકાર કે અફસોસ કર્યા વિના ત્યાંથી ચાલતો થઈ ગયો! "શેર બજાર" એ વખતે એક ઘર સંસારી શબ્દ થઈ પડયો હતો.

## "ખાડાઓ"

"સમુદ્રના કીનારાનો ભાગ પુરી તે ઉપર ગોદી, ધક્કા વિગેરે વેપાર જોગાં કામો બાંધવાનું ડોળ ઘાલી સટ્ટાના હિંગામમાં જે કમ્પનીઓ ઉભી થઈ તેને લોકો "ખાડાઓ" કરી કહેતા." સર્વ કોઇ એમ માનેછે કે મુંબઈની દોલતનો મોટો ભાગ આ ખાડાઓમાં પુરાયો છે. આ ખાડા કમ્પનીઓમાં અગ્રગણ્ય બે હતી, એક "બોમ્બે રેકલેમેશન" અને બીજી "મઝગામ રેકલેમેશન" "ખાડા" કાઢનારી કમ્પનીવાળાઓ પોતાની આસપાસની જગ્યાના ડુંગરો ને ટેકરીઓ પુરણીને માટે કામજોગાં ધારી મ્હોં માગી કીંમત આપતા. આથી મિલ્કતાના ભાવ તે અરસામાં કુદકે ને ભુસ્કે અજાયબ રીતે વધી ગયા હતા.

## સટ્ટાનું પડવું અને ગભરાટ.

૧૮૬૪ ના ઓકટોબરથી, જુલાઈ ૧૮૬૫ નો વાયદો ખુલ્યો હતો. સૌ કોઈ, જુલાઇની ૧ લી તારીખ આવે તે પહેલાં (ખાસ કરીને

પારસીઓ ) ગજા ઉપરાંત સો સો ગણો વેપાર બેડી બેઠા હતા. એક કમ્પનીના મૂળ કરતાં બમણી ને વિશેષ સંખ્યામાં શેરોના સોદાઓ થતા હતા. ફેબ્રુઆરી (૧૮૬૫) માસથી નવી કમ્પનીઓના કોલ નીકળવા લાગ્યા ને તે અરસામાં લડાઈ બંધ પડી. આથી ભાવો ઘટવા લાગ્યા. ખરીદનારા કરતાં વેચનારા વધારે દેખાવા લાગ્યા. બજાર ટકાવવાના પ્રયત્નો નિષ્ફળ ગયા. બજારની સ્થિતિ ડામાડોળ દેખાવા લાગી. વાયદો નજદીક આવ્યો અને એક નામીચો પારસી વેપારી રૂ. ૩ા કરોડનું દેવું મૂકી નાદાર થયો! આથી સર્વત્ર ગભરાટ ફેલાયો. ખરીદનારાઓ માલ ચહડાવવાને અશક્ત હતા. પતાવટ કેમ પતાવવી તેના ઉપાયો સૌ કોઇ ફાવે તેમ બતાવવા લાગ્યા. કમ્પનીઓના ડાયરેક્ટરોનો અંધેર કારભાર ભાગીદારોને અજવાળે પડતો ગયો. કંપનીઓનો વહીવટ બંધ પાડવાની ભલામણ થઇ, બજાર કોઇ ઝીલી શક્યું નહિ. શેરો લીલામમાં વેચાવા લાગ્યા. સટોડીઆઓ ટપોટપ પડવા લાગ્યા, અને ૧૮૬૫ ના ૨૮ મા 'કમબખ્ત' (નાદારી) ધારાનો લાભ લેવા લાગ્યા. નાદારોના દેવામાંથી રૂપીઆના દોકડા પણ ન ઉપજ્યા.. ધીરધાર બંધ પડી ગઇ. વિશ્વાસ તદ્દન ઉડી ગયો. બેન્કોએ દરવાજા બન્ધ કર્યા. ૧ લી જુલાઇ ૧૮૬૫ નો દિવસ શેર સટ્ટાનો નામીચો દિવસ ગણાયછે. વલણમાં માંડવાળ થવા લાગી. તે દિવસે ખાનદાન કુટુંબોની ખાના ખરાબી શરૂ થઇ. બહારથી ગણાતા કોટિપતિઓ હવે કેવળ કોડીપતિઓ દેખાવા લાગ્યા. પ્રેમચન્દ જે આગળ સવને "હેતચન્દ" જેવા લાગતા હતા તે હવે "ખિકચન્દ" જેવા થઈ પડયા. સઘળી કીસમનો વણજ વપાર બંધ પડ્યો. ગામમાં પુરુષોની અને ઘરમાં બૈરાંઓની સર્વત્ર હડતાળ પડી હોય એવું દેખાવા લાગ્યું. ઘેરઘેરને ઠેરઠેર ફના-ફાતીયા થઇ પડયું. અફસોસ! અફસોસ!

આ વખતે ગુજરાતમાં **સુરત, ભરૂચ** અને **અમદાવાદ**માં પણ આ શેર સટ્ટારૂપી ઇન્ફ્લુએંઝાનો ચપ સર્વત્ર ફેલાયો હતો. કેટલાકો ગભરાટથી

માંદા પડયા હતા અને કેટલાકોએ આપઘાત પણ કર્યા હતા. આ સટ્ટાથી મુંબઇને રૂ. ૪૫ કરોડની ખોટ ગયેલી ગણવામાં આવછે.

## સને ૧૮૬૪-૬૫ માં થયેલી ભાવોની ઉથલપાથલ.

| | ભરાયલી થાપણ. | જાનેવારી. ૧૮૬૪ | જુન. ૧૮૬૪ | જાનેવારી ૧૮૬૫ | જુન. ૧૮૬૫ |
|---|---|---|---|---|---|
| **બેન્કો.** | | | | | |
| મુંબઈ બેન્ક | ૧૦૦૦ | ૩૧૦૦ | ૩૮૫૦ | ૧૫૦૦ | ૧૦૦૦ |
| આગ્રા બેન્ક | ૫૦૦ | ૧૨૫૦ | ૧૬૦૦ | ૧૪૦૦ | ૧૦૦૦ |
| એશીયાટીક બેન્ક | ૨૦૦ | ૨૬૦ | ૬૬૦ | ૫૫૦ | ૧૬૦ |
| મરકેંટાઇલ બેન્ક | ૨૫૦ | ૬૨૫ | ૮૨૫ | ૭૨૫ | ૫૦૦ |
| **"ફીનાન શાલો."** | | | | | |
| જુની ફીનાનશાલ | ૪૦૦ | —— | ૭૮૦ | —— | —— |
| | ૧૦૦ | —— | —— | ૪૦૦ | ૨૦ |
| બોમ્બે કોરપોરેશન | ૨૦૦ | —— | —— | ૩૩૫ | ૧૪૦ |
| **"ખાડાઓ."** | | | | | |
| બોમ્બે રેક્લેમેશન | ૫૦૦૦ | —— | —— | ૫૧૦૦૦ | ૭૫૦૦ |
| મજગામ રેક્લેમેશન | ૩૦૦૦ | —— | —— | ૮૮૮૦ | ૪૦૦૦ |
| ફીયર રેક્લેમેશન | ૪૦૦૦ | —— | —— | ૯૫૦૦ | ૭૦૦૦ |
| પોર્ટ કેનીંગ રેક્લેમેશન | ૧૦૦૦ | —— | —— | ૧૦૦૦૦ | ૧૦૦૦ |
| એલફીન્સ્ટન લેંડ રેક્લેમશન | ૧૦૦૦ | —— | —— | ૩૭૦૦ | ૧૪૨૫ |

| | ભરાયલા કરોડ | પ્રીમીયમ કરોડ |
|---|---|---|
| ૨૫ બેન્કો | ૧૩॥ | ૧૦॥ |
| ૩૯ ફીનાન શાલો | ૬। | ૪॥ |
| ૭ ખાડાઓ | ૮। | ૧૭॥ |
| ૩૦ પરચુરણ કંપનીઓ | ૧॥ | ૫ |
| કુલ | ૨૯॥ | ૩૭॥ |

# પ્રકરણ ૨ જું.



## શેર બજાર તે શું.

શેરબજારની સંસ્થાઓ આધુનિક સમયની છે. જ્યારથી સુધરેલા દેશોનું ચલણ સ્થાયી અને સુવ્યવસ્થિત થયું અને જ્યારથી બેન્કોનું નાણાવટું લોકોના વિશ્વાસને પાત્ર થયું ત્યારથી લીમીટેડ કમ્પનીઓ ઉભી થઈ. આવી કમ્પનીઓ ઉભી કરવા માટે ધન એકઠું કરવાનુ સાધન શેર બજાર થઈ પડયું. જો શેર બજાર નહોય તો કોઈ રોકનાર (Investor) ની કોઈપણ કમ્પનીના શેરો લેવાની હિંમત ચાલે નહિ. શેર બજારની સગવડથી બ્હીકણ ધનવાનો પણ શેરોમાં નાણાં રોકવાની હિંમત કરેછે.શેર બજાર નહોત તો લોકો શેર લેતાં અચકાતે અને કોઈ કમ્પનીનું ટટ્ટુ આગળ ન ચાલતે. આથી, જો શેર બજાર નહોય તો દેશની આબાદી થવી મુશ્કેલ પડે. રેલ્વે અને ટ્રામો ચલાવવી પણ મુશ્કેલ થઈ પડે. શેર બજાર છે તો આપણે આગગાડી, આગબોટ, ટ્રામ ઇત્યાદિ વાહનોમાં બેસી શકીએ છીએ. સર્વ દેશોની આધુનિક ઔદ્યોગિક ઉન્નતિ લીમીટેડ કમ્પનીઓને આભારી છે, કે જેની ઉભી થવાની સફળતા કેટલેક અંશે શેર બજારને આભારી છે. ક્ષેત્રને પાણીપાનાર શેર બજાર રૂપી વાવ છે. કયા વેપારીનો પૈસો શેર બજારમાં થઇને જતો આવતો નહિ હોય? શેર બજાર દેશના નાણાવટનું કેન્દ્રસ્થાન છે. શેર બજાર દેશની પ્રવૃત્તિમય કે નિવૃત્તિમય સ્થિતિ જાણવાનું તેમજ દેશની આબાદાની જાણવાનું માપકયંત્ર છે. શેર બજાર ગામના લોકોની લાગણીઓ જાણવાનું રીસામણીના છોડ જેવું માપકયંત્ર છે. દેશની વેપારી નાડ શેર બજાર છે.

શેર બજારની અસર ચાહે તો મહેલમાં અને ચાહે તો મઢુલીમાં "વાયરલેસ" રીતે એક સરખી પહોંચેછે, એટલુંજ નહિ પણ ઠેઠ કુદરતના નિર્દોષ પ્રદેશોમાં પણ પહોંચી વળે છે. જો એકાદ લાકડાની કમ્પનીના શેરોના ભાવ વધેછે તો એવી બીજી કમ્પનીઓ ઉભી થાયછે અને જંગલમાં સુખે વસતાં પ્રાણીઓને નાસવું પડેછે. શેર બજારમાં સર્વ કોઇનો થોડે ઘણે અંશે સ્વાર્થ સમાયલો છે. મુંબઇમાં ઘણાં બજારો છે તેમાં મુખ્ય રૂ બજાર, કાપડ બજાર અને શેર બજાર છે. કોઇવાર એવો વખત પણ આવશે કે રૂ બજાર જે હાલ પહેલે નંબરે ગણાય છે તે ગૌણ, જ્યારે શેર બજાર પ્રધાન, બજાર ગણાશે. જેવી રીતે એક મુખ્ય શહેરમાં દરેક નાનાં મોટાં ગામનાં લોક એકઠાં થાય છે, તેવી રીતે શેર બજારમાં દરેક ક્લાસના વણજ વેપારીઓનો સંગમ થાય છે. શેર બજાર દરેકે દરેક વેપારને તથા ઉદ્યોગને ઉત્તેજન આપે છે. વ્યાજબી છે કે રોજગારોનો રોજગાર શેર બજારનો છે.

શેર બજારના ફાયદાઓ અનેક છે, પણ ગેરફાયદો તેનો એક છે; પણ તે એક ગેરફાયદો બધા ફાયદાઓને ટક્કર મારે તેવો મોટો છે અને તે એ કે શેર બજારમાં સટ્ટો વર્ષે વર્ષે વધતો જાય છે. આ સટ્ટાના પ્રતાપે ઘણાઓ ખુવાર થાય છે. આટલા માટે ઘણાઓ શેર બજારને જહાનમ સમાન ગણે છે. આ સટ્ટો માત્ર મુંબઇમાં ચાલે છે તેમ નથી પણ ન્યુયોર્ક વિગેરે શહેરોમાં પણ ધમધોકાર ચાલે છે. કહેવાય છે કે ન્યુયોર્કમાં રોજ પાંચ લાખ શેરોની ઉથલ પાથલ થાય છે. બીજા દેશોનાં શેર બજારો કેવાં છે તેનું અવલોકન આપણે એક ઉડતી નજરે કરી જઇએ.

---

# પ્રકરણ ૩ જું.



## દુનિયાનાં શેર બજારો.

:o:

### લંડનનું શેર બજાર.

આ શેર બજાર ૧૭૨૬થી ૧૮૦૦ દરમીઆન ચાલેલા સટ્ટાના ઉન્માદને આભારી હોય એમ અટકળાયછે. તેની શરૂઆત કોઇક **પીલ**-હાઉસ હોટેલ જેવા કોઈ હાઉસમાં થયેલી કહેવાયછે. ૧૮૦૧ ની સાલમાં શેર બજારને માટે એક ખાસ મકાન બાંધવામાં આવ્યું હતું. આની થાપણ માટે શેરો કાઢવામાં આવ્યા હતા. પ્રથમ તો બજારમાં સ્થાનિક શેરોનું કામકાજ ચાલતું પણ નેપોલીઅન વાળી લડાઇઓનો અંત આવ્યા પછી પરદેશી શેરોનું કામકાજ પણ ચાલવા લાગ્યું. એ બજારમાં પણ શેર સટ્ટાના ઉન્માદ ઘણીવાર ચાલેછે. આ બજારના ૫૦૦૦ મેંબરો છે. આ બજારની ખાસ જાણવા લાયક વિલક્ષણતા એ છે કે ત્યાં દલાલો અને તારવનારાઓ (Jobbers) એવા બે ચોક્કસ અલગ વિભાગોમાં મેંબરો વ્હેંચાઇ ગયેલા હોયછે. દલાલોએ ઘરાક સિવાય પોતાની લે-વેચ કરવી નહિ એવો કાયદો છે. અને તારવણી કરનારાઓ માટે એવો નિયમ છે કે તેઓએ પોતાનોજ વેપાર કરવો. અમુક શેરોનું કામ માથે લીધુંહોય તે શેરોના ભાવ વારંવાર પાડવા ને તે ભાવે દલાલો સાથે સોદા કરવા, એટલે કે આપણી રીતે બોલીએ તો અઢી ફેરે સોદા કરવા. બજારની અંદરનો વહીવટ દર વર્ષે ચુંટાતા ૩૦ મેંબરોની એક કમિટી કરેછે. દલાલોના માણસો બે પ્રકારના હોયછે-અધિકારી અને અનધિકારી. અધિકારી માણસોને સોદા કરવાનો

હક્ક હોયછે. બહારના માણસોને અંદર આવવા દેવામાં આવતા નથી. દલાલોને અમુક કાગળ આપવામાં આવેછે અને જે ભાવોએ તેઓ સોદા કરે તે ભાવો તે કાગળપર લખી તેઓ પેટીમાં નાંખે છે ને તે ભાવો પાટીઆ ઉપર લખાય છે. જે દલાલોની ઑફીસમાં ટેપ-મશીનો હોય છે ત્યાં આ ભાવોના ફેરફાર વારંવાર યંત્રથી પહોંચાડવામાં આવે છે. આ બજારના જુદા જુદા વિભાગ હોય છે: (૧) અમેરીકન બજાર (૨) કોન્સલ બજાર (૩) રેલ્વે બજાર (૪) બીજા દેશોની કમ્પનીઓનું બજાર, ઇત્યાદિ. દરેક ઠેકાણે જૉબરો ઉભા રહે છે. રોકડાની પતાવટનું કામ તેજ દિવસે ખલાસ થાય છે. વાયદાની પતાવટ મહીનામાં બે વાર થાય છે અને તેના ત્રણ મુકકર દિવસો હોય છે. સટ્ટો કરનાર ઘરાક તેજી મન્દીનો વેપાર બદલાથી ચાલુ રાખી શકે છે. બજાર ૩ વાગતે બંધ થાય છે, છતાં ૪ વાગતાં સુધી સોદા થાય છે.

## અમેરિકાનું શેર બજાર.

આ બજાર "વૉલ સ્ટ્રીટ" નામે ઓળખાય છે. અહીં દલાલો અને જોબરો વચ્ચે લંડન માફક અલગપણું નથી હોતું. એટલું જાણવા જેવું છે કે અંહિ યુનાઇટેડ સ્ટેટસના જુદા જુદા વિભાગોના પ્રતિનિધિઓજ દલાલો થઇ શકે છે. બજાર ૧૦ થી ૩ વાગતાં સુધી ખુલ્લું રહે છે. બજારમાં બહારના માણસોને અંદર આવવા દેવામાં આવતા નથી. સોદાગરોને ચોકકસ કરેલો એકરૂપી પોષાક ધારણ કરવો પડે છે. કામકાજ માત્ર રોકડાનું થાય છે, અને પતાવટ રોજે રોજની હોય છે, છતાં સટ્ટો ધમધોકાર ચાલે છે. સટ્ટો કરનાર ઘરાકોને નાણાંની સગવડ દલાલો અમુક વ્યાજે કરી આપે છે અને શેરો તેમના હીસાબે પોતાની પાસે રાખે છે. આથી દશ પન્દર ટકાનું તારણ ( margin ) રાખી દલાલો ઘરાકોને તારણ પદ્ધતિથી સટ્ટો કરવા દેય છે. અહિં માત્ર સ્થાનિક શેરોનું કામકાજ થાય છે.

## પારીસનું શેર બજાર.

યુરોપના બધા 'બોર્સ' (Bourse)માં પારિસનું 'બોર્સ' અગ્રગણ્ય છે. અત્રે ઇટાલી, અમેરિકા, ઇંગ્લંડ, જરમની વિગેરે પરદેશીય શેરોનું તેમજ સ્થાનિક શેરોનું કામકાજ થાય છે. અહિંના શેર દલાલોને રાજ્ય તરફથી 'લાઇસેન્સ' મળેલાં હોય છે અને તેઓની સંખ્યા ૭૦ ની છે. આ દલાલો સરકારી અમલદારો ગણાય છે. આ સિવાય જેઓને બહારના દલાલ તરીકે દાખલ થવું હોય તેઓ થઇ શકે છે. અત્રે રોકડાનું તેમજ વાયદાનું બન્ને કામકાજ થાય છે.

## કલકત્તાનું શેર બજાર.

આ બજારમાં માત્ર રોકડાનુંજ કામકાજ થાય છે. અત્રે દલાલી માત્ર એક ટકો લેવાનો રીવાજ છે એટલે કે એક શેરનો ભાવ જો રૂ ૯૫૦ હોય તો તે શેરની લેતી યા વેચતી વખતે દલાલી રૂ. ૯॥ થાય છે.

## અમદાવાદનું શેર બજાર.

અત્રે બે બજારો છે, એક જુનું અને એક નવું. અત્રે વાયદાનું કામકાજ ચાલે છે અને ભાવોમાં રોજ ૨૫-૫૦ રૂપીઆની ઉથલપાથલ થઇ શકે છે. ત્યાંની પતાવટ મુંબઇના શેર બજાર માફક થાય છે, તેમજ ત્યાં મુંબઇના શેર બજારના ભાવની વધઘટની અસર થાય છે. જુના બજારમાં દલાલોની સંખ્યા ૪૦૦ ની છે અને નવામાં ૩૦૦ ની છે. જુના બજારના કાર્ડની કીંમત રૂ. ૮૧૦૦ છે, અને નવા બજારના કાર્ડની રૂ. ૭૫૦૩ છે. બન્ને બજારોમાં રૂ. ૫૦૦૦ ની ડીપોઝીટ આપવી પડે છે.

સુરતમાં હાલ એક શેર બજાર રોકડાના કામકાજ માટે નીકળ્યું છે, જેના કાર્ડની કીમત રૂ. ૧૫૦ છે. મદ્રાસમાં પણ એક શેર બજાર ત્રણ માસપર ખોલવામાં આવ્યું હોય, એમ જણાય છે, જેના કાર્ડની કીમત રૂ ૧૦૦૦ નીર ાખવામાં આવી છે. કરાંચીમાં એક શેર બજાર ખોલવાની જરૂર છે.

# મુંબઇનું શેર બજાર.

અત્રે બે બજારો છે, એક જુનું અને એક નવું. જુના બજારમાં પહેલાં તો માત્ર દેશી લોકોજ દલાલ થઈ શકતા, હવે હરકોઇ થઇ શકે છે. દલાલોની સંખ્યા હાલ ૪૫૦ ની છે. કોઇ દલાલ પોતાની હયાતિમાં કાર્ડ વેચી શકે નહિ. આગળ આ કાર્ડની કીંમત રૂ. ૫ હજાર હતી તેની કીંમત હાલ રૂ. ૪૦ હજારને આશરે ગણાય. જુના શેર બજારમાં બહારના માણસોને અંદર આવવા દેવાની છુટ નથી, જ્યારે નવા બજારમાં છુટ છે. આ નવું બજાર ૧૯૦૮ માં એક જોઇંટ સ્ટૉક એક્સ્ચેંજ તરીકે ઉભું થયેલું છે. તેની થાપણ રૂ. ૨૫ લાખની, ને શેર રૂ. ૨૦૦૦ નો છે. કાર્ડની કીંમત પહેલાં રૂ. ૧૫૦૦ હતી, તે પછી રૂ. ૨૫૦૦, તે પછી રૂ. ૫૦૦૦ થઇ ને હાલ રૂ. ૧૦૦૦૦ થઇ છે. બન્ને બજારોમાં દરેક દલાલને રૂ. ૨૦૦૦૦ ની ડીપોઝિટ બોર્ડને આપવી પડેછે. નવું બજાર નીકળવાથી વેપાર વધ્યો છે અને દલાલોની દલાલી બમણી વધી હોય તો નવાઈ નહિ. જેમ દલાલોની સંખ્યા વધે તેમ વેપારમાં પણ વધારો થાય, એમ કહી શકાય.

# પ્રકરણ ૪ થું.

——:o:——

## શેર એટલે શું.

શેર એટલે શું તે જાણવાને માટે કમ્પની એટ શું તે પણ જાણવું પડેછે. આ બેમાંથી પહેલું શું જાણવું તે એક સવાલ થઇ પડેછે, અને પહેલાં, ઇંડામાંથી મરઘી આવી કે મરઘીમાંથી ઇંડુ આવ્યું તેના જેવો આ સવાલ થઈ પડેછે. આ ઉપરથી જણાશે કે શેર વિના કમ્પની નહિ અને કમ્પની વિના શેર નહિ.

કોઈ મોટો ઉદ્યમ ખેડવો હોય તો એક માણસથી ન બને. આથી બે પાંચ મોટા વેપારી ભેગા મળીને સાહસ ઉઠાવે તેને ભાગીઆ મંડળ યાને પંત્યાળુ (Syndicate) કહેછે. જો ઉદ્યમ ચલાવતાં મોટી ખોટ આવે તો દરેક ભાગિયાએ ઘરમાંથી પણ ભરપાઈ કરવી પડેછે, અને આ ખોટનો ધંધો થઈ પડતો હોવાથી લીમીટેડ કંપનીની ઉત્પત્તિ થઈ. આમાં ભાગીદાર અનેક હોય છે અને જો ખોટ આવે તો દરેકને આવતો ખોટનો ભાગ માત્ર મર્યાદિત (limited) હોય છે, જ્યારે નફાનો ભાગ અમર્યાદિત હોય છે. જો શેર રૂ. ૧૦૦ નો હોય અને કંપનીને શેર દીઠ રૂ. ૫૦૦ ની ખોટ આવે તો ભાગીદારના ભરેલા શેર દીઠ રૂ. ૧૦૦ જાય, પણ તે ઉપરાંત નુકસાન આપવાને તે બંધાયલો નથી. જો કંપનીને શેર દીઠ રૂ. ૫૦૦ નો નફો થાય તો ભાગીદારને બધો નફો ફાળે પડતો આવે, એટલે કે રૂ. ૫૦૦ નફાની વ્હેંચણીના મળે. **ખોટ મર્યાદિત હોવાથી અને નફો અમર્યાદિત** હોવાથી ધન રોકનારને શેરોમાં નાણું રોકવું અતિ ઓછા જોખમનુ થઈ પડે છે.

પંત્યાળામાં ભાગિયાને વહિવટ ચલાવવાનો હકક હોય છે, જ્યારે લીમીટેડ કમ્પનીમાં હોતો નથી અને તેમાં માત્ર એજન્ટોજ કારોબાર ચલાવે છે. ભાગીદારોને માત્ર અમુક વ્હેંચણી મળે છે. કમ્પનીના વહીવટમાં તેમનાથી માથું મારી ન શકાય, જો કે કાયદેસર તો તેઓ કમ્પનીના માલીક છે. આંવી લીમીટેડ કમ્પનીઓ એલાર્ડ રોડપર સરકારી રજીસ્ટર ઑફીસમાં રજીસ્ટર કરાવવી પડે છે અને તમામ હીસાબની વિગત દરવર્ષે તે ઑફીસમાં મોકલવી પડે છે. કોઇપણ કમ્પનીને લગતું કામ જાણવું હોય તો તેને માટે રજીસ્ટર ઑફીસમાં એક રૂપીઓ ફી આપતાં ઘણી વિગત મળી શકે છે.

કમ્પનીની સફળતાનો આધાર એજન્ટોની પ્રવિણતા અને પ્રમાણિકતા ઉપર રહે છે. લીમીટેડ કમ્પનીઓ હિંદમાં જેટલી નીકળે તેટલી ઓછી, કેમ કે હજુ બહુ બહોળું ક્ષેત્ર બીન ખેડેલું પડી રહેલું છે—પડી રહ્યું છે.

---

# પ્રકરણ ૫ મું.

—:o:—

## સરકારી જામીનગીરીઓ.

શેરને લગતી વિશેષ ચર્ચા કરતાં પહેલાં આપણે સરકારી તેમજ મ્યુનીસીપાલીટી જેવી પ્રજાકીય સંસ્થાઓની લોનો વિગેરેનો જરા વિચાર કરીએ, કારણકે આવી લોનો તથા બોંડોની લે–વેચ શેર બજારમાં થાય છે. આ લોનો સરકારનું તેમજ બીજી સંસ્થાઓનું દેવું ગણાય છે અને આ દેવું ઉભું કરવાની પદ્ધતિ આધુનિક જમાનાની છે.

પ્રાચીન સમયમાં હાલની જેમ નહિ, પણ ઉલટું ખજાના જમા કરવામાં અને ભંડાર ભેગા કરવામાં આવતા. ઘણા ધનવાનોના જાણવામાં હશે કે **અલ્લાઉદ્દીન ખિલજી** જ્યારે ગુજરી ગયો ત્યારે તેનો લખલૂટ ખજાનો તેના મહેલથી તે કબ્રસ્તાન સુધી માર્ગમાં બન્ને બાજુએ પાથરવામાં આવ્યો હતો અને તેના શબને ખાલી હાથે દફનાવવા લેઇ જવામાં આવ્યું હતું. અસલના વખતમાં રાજ્યો દોલત એકઠી કરી જમા કરી રાખતા, જ્યારે હાલનાં લગભગ સર્વ મહારાજ્યો પ્રજાનાં મહા દેવાદાર બનતાં જાય છે. સરકાર તેમજ મ્યુનીસીપાલીટી જેવી સંસ્થાઓ પ્રજા પાસેથી અમુક વ્યાજે મુદતની લોનો લેતી જાય છે, અને જ્યારે એકાદ લોનની મુદત પાકે છે ત્યારે કાં તો તે મુદત લબાવે છે અને જો વળત કરેછે તો તેની જગ્યાએ બીજી લોન ઉભી થાય છે. આ બધું દેવું વર્ષે વર્ષે વધતું જાય છે તેમ તેમ ભવિષ્યની પ્રજા ઉપર બોજો વધતો જાય છે. આમ થવું વાજબી છે કે નહિ તેનો ઉત્તર ભવિષ્યની પ્રજાજ આપશે.

---

# પ્રકરણ ૬ ઠું.

———:o:———

## લીમીટેડ કમ્પનીઓ.

કમ્પનીઓ બે પ્રકારની હોય. છે, એક તો ખાનગી મર્યાદિત કંપનીઓ ( Private Limted Companies ). આ કમ્પનીઓમાં, ૧૯૧૩ ના ઇંડિયન કમ્પનીઝ ઍક્ટપ્રમાણે મેમ્બરોની સંખ્યા ૫૦ સુધીની હોય છે. આ કંપનીઓથી જાહેરમાં શેર કે ડીબેન્ચર બ્હાર મૂકાય નહી.

તેનો હીસાબ રજીસ્ટર કમ્પનીમાં મોકલવો પડતો નથી, એટલું ખરૂં કે આવી કમ્પનીઓનો હીસાબ તપાસનાર, ડાયરેક્ટર કે એજંટ ન હોઈ શકે પણ અન્ય ગમે તે ચાલે. આવી કમ્પનીઓ પોતાના હીસાબ જાહેરમાં લાવવાને બંધાયલી નથી હોતી માટે ઘરકુટુંબી વેપારો જો આવી કમ્પનીઓમાં પરિણત થાય તો ખોટની મર્યાદા બંધાયલી હોવાથી કુટુમ્બોને આંચકો ન આવે. બીજા પ્રકારની કમ્પનીઓ જાહેર મર્યાદિત કમ્પનીઓ છે. આવી કમ્પનીઓ મદેહ નજર બહાર પાડે છે અને પ્રજાને શેર લેવાનું સૂચવે છે.

---

# પ્રકરણ ૭ મું.

—:o:—

## મદેહનજરો.

દરેક મદેહનજર યાને વિજ્ઞાનપત્ર ( Prospectus ) વાંચતી વેળાએ તેમાં લખ્યું હોય તે બધું માની ન લેવું તેમ હાર્ટલી વિધર્સ કહે છે, વખત છે ને તે આપણો પૈસો આંચકી લેવાની યોજના હોય. જો તે બદદાનતથી લખાયેલાં હોય તો બાળી ભસ્મ કરવાથી જનસમાજની સેવા થઇ એમ તે લેખક માને છે. કમ્પની રજીસ્ટર થઇ છે કે નહિ તે પ્રથમ જોવું. ઓર્ડીનરી થાપણ ડીબેંચર થાપણ કરતાં વધારે અને કુલ થાપણના ત્રીજા ભાગ કરતાં વધારે હોવી જોઇએ. ડીબેંચરમાં નાણું રોકનારે ટ્રસ્ટ ડીડ વિષે બધી તપાસ કરવી. બીજું, ડાયરેક્ટરો હોદ્દાવાળા કરતાં હોશીઆરીવાળા વધારે હોવા જોઇએ. એજંટો પોતાની લાઇનના તદ્દન અનુભવી હોવા જોઇએ. મોજશોખની ચીજો કરતાં જરૂરી

આતની ચીજો બનાવનારી કંપનીની શુભાશા વધારે હોય છે. વિજ્ઞાનપત્રનું લખાણ દ્વિઅર્થી નહોય તે તપાસવું. કંપનીના શેર મર્યાદિત છે કે નહિ તે પણ જોવું. આ સિવાય કંપનીના **મેમોરેંડમ ઓફ એસોસીએશન** હોય છે, તે કંપનીનું **ચારટર** યાને ખતપત્ર કહેવાય છે. તેમાં કંપનીના કામકાજના ઉદ્દેશો શું છે ને વહીવટ કેમ ચલાવવામાં આવનાર છે, વિગેરેની શરતો લખાયેલી હોય છે. આ સર્વ માહીતી દરેક નાણાં રોકનારે મેળવવી આવશ્યક છે. આ સિવાય **આર્ટિકલ્સ ઓફ એસોસીએશન** હોય છે, જેમાં કંપનીના બીજા ગૌણ કાયદાઓ હોય છે. ડાયરેક્ટરો અને એજટોના તેમજ ભાગીદારોના કેટલા ને કેવા હક્ક છે તે આમાં આવી જાય છે. શેરો માટે પહેલાં અરજી કરવી પડે છે અને ડીપોઝિટના અમૂક રૂપીઆ મોકલવા પડે છે. શેર મળ્યા પછી એલોટમેંટના રૂપીઆ ભરવા પડે છે અને પછી એક, બે યા ત્રણ કોલના રૂપીઆ ભરવા પડે છે ને હફ્તે હફ્તે શેરની આખી રકમ કંપનીમાં ભરાઇ જાય છે.

---

# પ્રકરણ ૮ મું.

——:o:——

## શેર ટ્રાન્સ્ફરો.

શેરો જ્યારે વેચી નાખવા હોય અગર કંપનીમાંથી ન મળે અને ખરીદવા હોય ત્યારે બજારમાં તેનું કામકાજ થાય છે. શેર એકના નામ પરથી બીજાના નામપર ચડાવવાને ટ્રાન્સ્ફર ડીડની જરૂર પડે છે, અને તેમાં વેચનારને તેમજ લેનારને સહીઓ કરવી પડે છે. શેરના ચાલુ ભાવ પ્રમાણે સેંકડે આઠ આના લેખે ટ્રાન્સ્ફર ઉપર

સરકારી સ્ટેંપ લગાડવા પડે છે. કેટલાક લોકો શેર લે છે પણ નામે ચડાવતા નથી અને વેચનારની સહીવાળા શેરો ટ્રાન્સફર સાથે રાખી મૂકે છે અને તેવા બ્લૅંક ટ્રાન્સફર સાથના શેરો વેચવાનો તેમને હકક હોય છે. આવા બ્લેંક શેરો ચોરાઈ જાય તો જેના હાથમાં જાય તે તે વેચી શકે છે. આ ઉપરાંત બીજો ગેરફાયદો એ છે કે તે શેરોની વ્હેંચણી શેર ધરાવનારને ન મળતાં જેના નામ ઉપર શેર હોય તેનેજ મળે છે. આથી તે વ્હેંચણી પાછી મેળવવી બહુ મુસ્કેલ થઈ પડે છે. ઘણાઓ આવા બ્લેંક શેરો બેંકમાં મુકે છે તેથી ચોરાઈ જવાની ધાસ્તી નથી રહેતી તેમજ બેંકો કમ્પની તરફથી વ્હેંચણી મેળવી આપે છે. સટોડીઆઓ પોતાને નામે ચડાવ્યા વગર શેરો બેંકમાં રાખેછે, જેથી પોતાની ચળવળ શું છે તે બીજા કોઇને ખબર પડતી નથી.

---

# પ્રકરણ ૯ મું.

——:o:——

## સ્ટૅાક અને શેર.

(૧) સ્ટૅાક અને શેર વચ્ચે તફાવત એ હોયછે કે શેરની નામની કીંમત અગર એનું મુલ્ય (face value) અમુક (એટલે સો કે અઢીસો રૂપીઆ કે એમ) હોયછે, જ્યારે સ્ટૅાક ગમે તેટલા રૂપીઆનો હોયછે. આથી શેરના ટુકડા યા ભાગલા નથી થતા, જ્યારે સ્ટૅાકના ગમે તેટલા ભાગલા થઇ શકેછે. સ્ટૅાકની બાબતમાં કમ્પનીમાં પોતાને નામે રજીસ્ટર કરાવનારનેજ માલીકી મળેછે, અને શેરની બાબતમાં

માત્ર વેચનારની સહીવાળું ટ્રાન્સફર હોય તો તેથી માલીકી મળી જાયછે. અલબત્ત, આ શેરો જો લેનાર માણસ કંપનીમાં પોતાને નામે રજીસ્ટર કરાવે તો માલીકીની સલામતી સચવાયછે.

(૨) શેરોને " ચલણ જામીનગીરીઓ " (bearer securities) ગણી શકાય, જ્યારે સ્ટોકને તેમ ગણી શકાય નહિ.

(૩) શેરનાં નાણાં કમ્પનીમાં હફ્તે હફ્તે ભરી શકાયછે, જ્યારે સ્ટોકનાં નાણાં પહેલેથીજ એકીસાથે ભરાય છે.

(૪) શેરોને સંખ્યા હોયછે, જ્યારે સ્ટોકને નથી હોતી. કોઇપણ કમ્પની પોતાના શેર ખરીદી શકે નહિ.

## કમ્પનીની થાપણ.

કમ્પનીની થાપણને ચાર વિશેષણ લગાડવામાં આવેછે. (૧) સત્તાવાર ( authorised ) થાપણ, (૨) બહાર પાડેલી, બહાર કહાડેલી યાને જાહેર મુકેલી ( Issued ) થાપણ, (૩) ભરાયલી યાને લોકોએ ઉપાડેલી (Subscribed) થાપણ અને (૪) વસુલ યા પગાર થયેલી યાને ભરપાઇ થએલી (Paid-up) થાપણ. પાંચમું વિશેષણ કોલથી માંગેલી (called-up) થાપણ હોય છે. જો કોઇ ભાગીદારના કોલ ભરાયા ન હોય તો સરવાયામાં ( calls in arrear ) એટલા ઓછા ભરાયા એમ લખાયછે. કંપનીને કુલ્લે મળેલી થાપણ તે વસુલ થએલી ( Paid-up ) થાપણ કહેવાય છે. થાપણ તે કંપનીનું ભાગીદારો તરફનું દેવું છે.

# પ્રકરણ ૧૦ મું.

---:o:---

## શેરના પ્રકાર.

ઘણું ખરું એક કમ્પનીની થાપણ ઓર્ડીનરી શેરોમાંજ વ્હેંચાયલી હોયછે, પણ કેટલીએક કમ્પનીઓ બીજા પ્રકારના શેરો કાઢેછે. શેરના ત્રણ પ્રકાર છે.

(૧) **પ્રેફરન્સ શેરો**—જ્યારે કમ્પનીને નફો થાય અને વ્હેંચણી અપાય ત્યારે ઑર્ડિનરી વાળા કે ડીફર્ડ વાળાને વ્હેંચણી આપવા પહેલાં આ પ્રેફરન્સ શેરોને વ્હેંચણીની પસંદગી ( Preference ) અપાય છે, એટલે કે પહેલાં આ શેરોને અમુક ઠરાવેલા ટકાની વ્હેંચણી અપાય અને પછી વધેલો નફો બીજી જાતના શેરોને અપાય છે. પ્રેફરન્સ શેરો બે જાતના છે—એક તો "સાદા" જેને જે વર્ષે નફો થાય તે વર્ષ મળે, બાકી ન પણ મળે; અને બીજા "ક્યુમીલેટીવ" યાને "વર્ધમાન" શેરો, જેને દરેક વર્ષનું અમુક ટકાનું વ્યાજ મળવુંજ જોઇએ. જો કમ્પનીને કેટલાંક વર્ષ પુરતો નફો ન થાય તો આ શેરોનું વ્યાજ તેટલા વર્ષનું "વર્ધન" પામે છે અને જે વર્ષે પુરતો નફો થાય તે વર્ષે ચડેલું વ્યાજ મળે છે. ( દાખલા તરીકે જુઓ-વિષ્ણુ કોટન મીલ્સ ). કેટલાક એવા પણ પ્રેફરન્સ શેરો હોય છે કે અમુક વ્યાજ મળ્યા પછી જો ગંજાવર નફો હોય તો ફરીથી ઓરડીનરી વાળાને અપાયા પછી અમુક ટકા વ્હેચણી મળે છે. પ્રેફરન્સ શેરોને વ્હેંચણી ઉપર પસંદગી મળે છ પણ, ઘણીવાર, થાપણ જ્યારે વળત થાય ત્યારે થાપણ ઉપર પણ પસન્દગીનો હક્ક મળેછે. આવી બાબતમાં કમ્પનીના સર્વ લેણદારોને તેમજ ડીબેન્ચરવાળાઓને

પુરેપુરૂં લેણું પત્યા પછી, વધે તેમાંથી પહેલાં પ્રેફરન્સ વાળાઓને પુરેપુરી થાપણ મળેછે અને પછી જો વધે તોજ ઓરડીનરીવાળાઓને પુરૂં યા ફાળે પડતું મળેછે, ને જો ઓરડીનરીવાળાઓને પુરેપુરૂં મળે તોજ પછી ડીફર્ડવાળાને પણ મળે છે. પ્રેફરન્સવાળાને પૂરી થાપણ મળેછે, પણ કુલ થાપણ વધારે હોય તો તેનો લાભ તો માત્ર ઓરડીનરીવાળા અને ડીફર્ડવાળાને મળેછે. પ્રેફરન્સ શેરોની થાપણ અને વ્યાજ સલામત અને ચોક્કસ હોવાથી ઘણા રોકનારા આ શેરો ઉલટથી ખરીદ કરેછે.

પ્રેફરન્સ શેરોની સ્થિતિ ઘણું ખરૂં ડીબેન્ચરના જેવી રહેછે, કારણ કે કમ્પનીની કીંમત જો દશગણી થાય છે તો ઓરડીનરી શેરોની કીંમત પણ દશગણી થઇ જાયછે છતાં પ્રેફરન્સ શેરોની કીંમત તેટલીજ રહેછે.

**(૨) ઓર્ડીનરી શેરો**—આ શેરોની વ્હેંચણીને મર્યાદા હોતી નથી. પ્રથમ પ્રેફરન્સવાળા શેરો જો હોય તો તેમને અપાયા પછીજ, વધે તે બધી વ્હેંચણી ઓરડીનરીવાળાઓને મળે છે, સિવાય કે જો ડીફર્ડ શેરો હોય તો ઓરડીનરીવાળાઓને અમુક ટકા મળે છે.

**(૩) ડીફર્ડ શેરો**—આ શેરોને, ઉપલા બે પ્રકારના શેરોને મળ્યા પછીજ વધે તેટલી વ્હેંચણી હક્ક પ્રમાણે મળે છે. ડીફર્ડ શેરોની સંખ્યા ઓરડીનરીના કરતાં ઘણીજ નાની હોવાથી વ્હેંચણીનો ફાળો ડીફર્ડવાળાઓને અતિશય મોટો મળે છે, ને નથી મળતો તો ઘણાએ વર્ષ સુધી બીલકુલ નથી મળતો. (દાખલા તરીકે જુઓ કરની ડીફર્ડ અને તાતા ડીફર્ડ). થાપણ ઉપરનો હક્ક પણ ડીફર્ડવાળાઓને રહી રહીને મળે છે. ડીફર્ડ એટલે વિલંબી શેરો.

# પ્રકરણ ૧૧ મું.

---:o:---

## ડીબેન્ચરો.

ડીબેન્ચરો કંઇ શેરો ન કહેવાય, કારણ કે તે તો દસ્તાવેજો છે. તે દસ્તાવેજોની અંદર કમ્પનીએ ઉછીનાં લીધેલાં નાણાંને લગતી વિગતો હોય છે, જેવી કે વ્યાજની તેમજ થાપણના વળત વિષેની શરતો. શેર ધરાવનારાઓ કમ્પનીના ભાગીદારો યાને માલીક છે, જ્યારે ડીબેન્ચર ધરાવનારાઓ કમ્પનીના લેણદારો છે, તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. કમ્પનીને નફો થાય કે નુકસાન થાય છતાં ડીબેન્ચરવાળા લેણદારોને ઠરાવેલું વ્યાજ આપવુંજ જોઇએ, નહિ તો તેઓ કમ્પની સામે પગલાં ભરી શકે તેમજ કમ્પનીની મિલ્કત વિગેરે વેચાવી શકે. કમ્પની કેટલી રકમના ડીબેન્ચરો કહાડવાની સત્તા ધરાવે છે તે મેમોરેંડમમાં જણાવેલું હોય છે. જેટલી ડીબેન્ચરની રકમ તેટલું કમ્પનીનું કરજ–દેવું–સમજવું. ડીબેન્ચરો પાંચ પ્રકારના હોય છે.

**(૧) મુદતના**—(Redeemable) ડીબેન્ચરો ઉપર લીધેલી ઉછીની રકમ, અમુક દશ પંદર વર્ષે મુદત પાકે તે વર્ષે આખી અગર તે પહેલાંના વર્ષો દરમીઆન હફતે હફતે લેણદારોને એટલે ડીબેન્ચર ધરાવનારાઓને ભરપાઈ કરવી પડે.

**(૨) બીન મુદતના**—ડીબેન્ચરો ઉપર દર વર્ષે ઠરાવેલું વ્યાજ આપવામાં આવે પણ થાપણ ક્યારે પાછી આપવામાં આવે તેની મુદત નહોય.

**(૩) સાદા અને કાચા**—ડીબેન્ચરોને કમ્પનીની મિલ્કત ઉપર હક્ક નથી હોતો તેમજ તે ગીરો વગરના હોયછે.

**(૪) ધરેણીયા—(**Mortgaged**)** ડીબેન્ચરોને કમ્પનીના લેણા ઉપર ચોકકસ કે ઉડત હકક (charge) હોયછે. પહેલી બાબતમાં કમ્પનીની મીલ્કત ઉપર ચોકકસ હકક હોયછે. આ મીલ્કતને કમ્પની ડીબેન્ચર ધરાવનારાઓના ટ્રસ્ટીને ત્યાં ગીરો મુકેછે ને બન્ને વચ્ચે કાયદાસર ગીરોખત લખાયછે. જ્યારે,–બીજી બાબતમાં **(૫) ઉડત—(**floating) ડીબેન્ચર ધરાવનારને ફડચાની વખતે કમ્પનીના સાધારણ લેણદારોના કરતાં કમ્પનીના લેણા ઉપર પહેલો હકક હોયછે.

ઘણીવાર એવું બનેછે કે જે કમ્પનીએ ડીબેન્ચરો કાઢ્યા હોયછે તે કમ્પનીને થાપણ વધવાથી વધારે નફો થાયછે જેથી શેર ધરાવનારાઓને વધારે વ્હેંચણી મળવાનો સંભવ રહેછે. કલકત્તાની બધી શણની મીલ–કમ્પનીઓ લગભગ ઓરડીનરી થાપણ જેટલીજ ડીબેન્ચર થાપણ ધરાવેછે, તેથી તેમને ગંજાવર નફો થાયછે. ડીબેન્ચરો ઉપર તો અમુક વ્યાજ આપવું પડે છે, જ્યારે તેને લીધે વધેલો નફો બધો ઓરડીનરીવાળાઓને મળેછે. જેમ ભાગીદારોને પૈસે એજંટોને લાભ તેમ ડીબેન્ચરોના પૈસે શેરોને લાભ છતાં એટલું તો ખરૂં કે ડીબેન્ચર થાપણ તે કમ્પનીનું કરજ જ છે. કમ્પનીના કાયદા પ્રમાણે શેરો કદિ વટાવથી—કપાતથી (at discount) કહાડી ન શકાય, પણ ફાયદે (at premium) કહાડી શકાય, જ્યારે ડીબેન્ચરો વટાવે પણ કહાડી શકાય. શેરો કેટલીકવાર 'અંડરરાઇટ' થાય છે ને ઘણીવાર ખપાવનારને–ભરાવનારને કમીશન મળે છે. આમ કરવું તે વટાવ નહિ તો બીજું શું? કમ્પનીઓ ડીબેન્ચર થાપણનો છુટકારો વીમાની પોલીસીથી અગર ડુબત ફંડમાંથી કરે છે.

# પ્રકરણ ૧૨ મું.

—:o:—

## કમ્પનીનાં સરવાયાં.

દરેક ધન રોકનારે કમ્પનીનાં સરવાયાં માત્ર વાંચવા કરતાં સમજવાં આવશ્યક છે. કેટલાક તો માત્ર એટલુંજ જુએ છે કે જમે ઉધારના ટાંટીઆ બરાબર પાઈએ પાઈ મળ્યા છે કે નહિ. જો તે પ્રમાણે મળતું હોય તો એમજ સમજી લેય છે કે સરવાયું સાચું છે. તે સિવાય અનામત ભંડોળ કેટલું છે તે જુએ છે. પણ આટલું જોવું તે ન જોવા જેવું છે. કમ્પનીની ખરી આર્થિક સ્થિતિ શું છે તે તો સરવાયા ઉપરથીજ સમજાય છે.

કોઈ પણ કમ્પનીના સરવાયાનું સાધારણ ખોખું નીચે પ્રમાણે હોય છે.

| થાપણ તથા દેવું. | | મિલકત તથા લ્હેણું. | |
|---|---|---|---|
| | | (G) લગડ ખર્ચ સ્થાવર તથા જંગમ મીલકત. | રૂ. ૯૯,૮૧,૭૩૬ |
| (A) થાપણ... | રૂ. ૯૬,૮૭,૫૦૦ | (H) સામગ્રી ખાતુ ...... | રૂ. ૮,૯૭,૭૮૫ |
| (B) ભંડોળ... | રૂ. ૧,૧૭,૨૦,૩૦૨ | (I) વેપારી માલનુ ખાતુ. | રૂ. ૧,૮૧,૩૭,૧૮૪ |
| (C) ડીબેન્ચર. | રૂ. ............ | (J) કમ્પનીનું લ્હેણું... | રૂ. ૩૬,૧૩,૧૦૪ |
| (D) દેવું તથા જવાબદારી | રૂ. ૮૨,૪૭,૫૬૬ | (K) અગાઉથી વીમાના આપેલા... | રૂ. ૩૮,૦૨૫ |
| (E) નફો નુકસાન ખાતું. | રૂ. ૪૮,૩૪,૪૩૫ | (L) અવેજ ... | રૂ. ૧૭,૮૧,૩૪૪ |
| | | (M) રોકડ સીલક ... | રૂ. ૪૦૬૫૦ |
| | રૂ. ૩,૪૪,૮૯,૮૦૩ | | રૂ. ૩,૪૪,૮૯,૮૦૩ |

## જમે પાસું.

હવે ઉપલું સરવાયું પ્રથમ વાંચનારને એવુંજ સુઝે કે જમે બાજુની પાંચે રકમ કમ્પનીનું દેવું છે, પણ બરાબર તપાસીશું તો જણાશે કે માત્ર એકજ રકમ (D) રૂ. ૮૨,૪૭,૫૬૬ ખરેખર બહારનું દેવું છે, ને એ રકમ તો રૂ. ૩,૪૪,૮૯, ૮૦૩ ની જુમલે રકમનો બહુજ નાનો ભાગ છે. ઉપલા સરવાયાનું આપણે **ભાગીદારના દૃષ્ટિબિન્દુથી** નીચે પ્રમાણે અવલોકન કરશું.

(**A**) **થાપણ**—જમે બાજુ મુકાતી આ રકમ જેને થાપણ (capital) કહે છે તે કમ્પનીનું દેવું છે પણ તે દેવું શેર ધરાવનારાઓને દેવાનું છે, એટલે કે ભાગીદારોનું લ્હેણું છે, અર્થાત્ તે રકમ કમ્પનીનીજ છે જેથી તે ખરી રીતે દેવું ન ગણાય.

(**B**) **ભંડોળ** ઘણી જાતના હોય છે, તે સર્વનો આ રકમમાં સમાવેશ થઇ જાય છે. તેની કેટલીક આ પ્રમાણે જાત હોય છે: (૧) અનામત (Reserve), (૨) વ્હેંચણીની સમાનતાનું (Eq ualisation of dividend), (૩) ઘસારા (Depreciation), (૪) જીર્ણોદ્ધાર અને નવીકરણ ( Repairs & Renewals ), (૫) ભાવિ ચિન્તન (provident) ભંડોળ, (૬) કામદાર સુખશાન્તિ (Employee's welfare) ભંડોળ-(૭) આવકવેરો ને અધિક-ઉપજ-કર, (૮) તજવીજ ભંડોળ, ઇત્યાદિ.

આ બધાં જુદાં જુદાં કાઢેલાં ભંડોળ તે જુદાં જુદાં ચોક્કસ અર્થેજ વાપરવાં એમ કંઇ બંધન નથી, તેથી તે બધાં ભંડોળ કમ્પનીનું દેવું છે, પણ કોને? માત્ર ભાગીદારોને. એ બધાં ભંડોળ આગલાં વર્ષોનાં નફામાંથી અલગ ઉભાં કીધેલાં હોય છે. અનામત ભંડોળ કમ્પનીના કામનો વિસ્તાર વધારવામાં અગર આફત સમયે

કામે લગાડવામાં અગર કમ્પનીના વહિવટમાં કારોબારી થાપણ (working capital) તરીકે ઉપયોગ કરવામાં વાપરી શકાય છે. ભંડોળ ભાગીદારોનું લ્હેણું હોવાથી તે કમ્પનીનું બહારનું દેવું ન ગણાય.

( C ) **ડીબેન્ચર**—તે દેવું છે તેમજ થાપણ પણ છે.

( D ) **દેવું તથા જવાબદારી**—જે કમ્પનીનું ખરેખરૂં દેવું હોય તો તે આ રકમમાં આવી જાય છે. ધંધાને અર્થે કમ્પનીએ લીધેલું ઉછીકું નાણું (Loans) કે જેને માટે માલની જામીનગીરી આપી હોય વા ન આપી હોય તે, બેંકોમાંથી ટુંકી મુદતની ઉપાડેલી રકમો, થયેલા ખર્ચની બાકી દેવી રકમ, માલ ખરીદ્યાની બાકી દેવી રકમ, ઇત્યાદિ આ D રકમમાં આવી જાય છે. આમાં નહિ ઉપાડેલી વ્હેંચણી કે પગારની તેમજ ચડેલાં વ્યાજની રકમનો પણ સમાવેશ કરવો. આ (D) રકમ, કમ્પનીનું ખરેખરૂં દેવું છે, કારણકે તે બહારનું દેવું છે. જેમ આ (D) રકમ નાની તેમ કમ્પનીની સ્થિતિ પાકી સમજવી.

(E) **નફો નુકસાન ખાતું**.—કમ્પનીને ચાલુ વર્ષમાં જો નફો થયો હોય તો તે જમે બાજુ મુકાયછે અને નુકસાન થયું હોય તો તે ઉધાર બાજુએ લ્હેણા પેટે મુકાયછે. નફો થાય તો તે ભાગીદારોને દેવાનો અને નુકસાન થાય તો તે ભાગીદારો પાસેથી લેવાનું—આવી મતલબથી લખાયછે. ઉપલાં સરવાયામાં કમ્પનીને રૂ. ૪૮,૩૪,૪૩૫ નો નફો થયો છે, માટે જમે બાજુ છે. કમ્પનીને નુકસાન થયું હોય તો તે ઉધાર બાજુએ આવે તેથી એમ ન સમજી લેવું કે તે કમ્પનીનું બહારનું લ્હેણું છે, પણ ઉલટું ભાગિદારોનું તે દેવું છે. તેથી તે કમ્પનીનું ખોટું લ્હેણું છે. નફો થાય તો તે એક જાતનું ભંડોળ સમજવું અને નુકસાન થાય તો થયેલું ભંડોળ એટલું ઓછું થયું સમજવું.

ઉપર પ્રમાણે **જમે પાસું** તપાસવામાં ને ઉકેલવામાં કંઇ મુશ્કેલી પડતી નથી. આમાં આપેલી બધી રકમો, A, B, C, D, E, વિગેરે ચોકકસ હોયછે ને તેમાં એક પાઇનો પણ ફેરફાર થઇ શકતો નથી. **પરંતુ ઉધાર પાસું** ઉકેલવું ઘણું કઠીન છે. ઉધાર પાસાની ઘણી રકમો ચોકકસ નથી હોતી, ને તેમાં પાઇનો તો શું પણ લાખો રૂપીઆનો ફેરફાર થઇ શકે, અર્થાત્ લ્હેણું ઓછું કે વધતું બતાવી શકાય. કમ્પનીને મળ્યું છે તે ચોકકસ છે, પણ જે મળવાનું છે તે ચોકકસ નથી. દેવું તે ચોકકસ અને લ્હેણું તે શકમંદ, એ વેપારદૃષ્ટિ કમ્પનીના સરવાયાને બરાબર લાગુ પડે છે.

## દેવું તથા લ્હેણું.

**કમ્પનીનું દેવું**—બે પ્રકારનું હોય છે: (૧) **અંદરનું દેવું** એટલે ભાગીદારોને દેવાનું અને (૨) **બહારનું દેવું** એટલે ભાગીદાર સિવાયના લેણદારોને દેવાનું.

તેવીજ રીતે **કમ્પનીનું લ્હેણું** ત્રણ પ્રકારનું હોય છે: (૧) હવાઇ લ્હેણું, (૨) સ્થાવર લ્હેણું, (૩) સીલક લ્હેણું. આ લ્હેણાના ત્રણ પ્રકાર આ પ્રમાણે છે:

(૧) **હવાઇ લ્હેણું**—(Fictitious Assets) જે ચીજ પાછળ એવો ખર્ચ થયો હોય કે તેમાંથી પાઇએ પાછી ન આવવાની હોય, અગર આવે તેવી આશા ન રાખી શકાય તેવી ચીજો જેવી કે દલાલી, કમીશન, ગુડવીલ, શરૂઆતના ખર્ચ, જાહેરખબર, ઇત્યાદિ સર્વને આપણે હવાઇ લ્હેણું કહીશું, કારણ કે તે ખોટું લ્હેણું છે. **બોમ્બે સ્ટીમ** કમ્પનીના સરવાયામાં ગુડવીલના રૂ. ૧૦ લાખ માંડયા છે તે હવાઇ લ્હેણું સમજવું..

(૨) **સ્થાવર લ્હેણું**—(Fixed Assets) કમ્પનીની જે ચીજો ખપ પડે તો તરત વેચી ન શકાય, તેમજ કદિ વેચવાની જરૂર

ન પડે તેવી, જેવી કે યંત્રસામગ્રી, મકાન, જમીન વિગેરે ચિજોને આપણે સ્થાવર લ્હેણું કહીશું. જંગમ મીલ્કતનો ખર્ચ સ્થાવર લ્હેણામાં આવી જાય છે.

(૩) **સીલક લ્હેણું (ગલિત લ્હેણું)**–(Liquid Assets) જે ચીજો તરત વેચી શકાય તેવી અગર વેચવાની હોય (જેવી કે રૂ, કાપડ, સુતર,) તથા કમ્પનીના દેવાદાર પાસેથી જે રકમ ચોક્કસ આવવાની હોય તથા જેટલું હાથમાં હોય કે અવેજ ખરીદ્યા હોય તેટલી ચીજોને આપણે સીલક લ્હેણું કહીશું. આને અંગ્રેજીમાં ગલિત લ્હેણું (એટલે રૂપીઆમાં તરત વટાવી શકાય તેવું લ્હેણું) કહેછે. ઉપલા સરવાયામાં G ને આપણે સ્થાવર લ્હેણું કહીશું. K ને હવાઇ લ્હેણું કહીશું ને બાકી રહેલી H. I. J. L. રકમોને સીલક લ્હેણું કહીશું.

સરવાયામાં હવાઇ લ્હેણું જો નફામાંથી લખી વાળવામાં આવે તો સારૂં, ને ગલિત લ્હેણું જેમ પ્રમાણમાં વધારે મોટું તેમ સારૂ. હવે રૂ, કાપડ, સુતર, વગેરે ગલિત છે પણ તેના કરતાં અવેજ વધારે ગલિત છે, તેથી અવેજની રકમ વધારે પાકું લ્હેણું કહેવાય ને વળી તેના કરતાં બેંકમાં રોકડ હોય તે તેથી વધારે પાકું લ્હેણું ગણાય. જેનું ગલિત લ્હેણું વધારે પાકું તેનુ લ્હેણું વધારે સાચું.

## ઉધાર પાસું

(G) **લગડખર્ચ**—શરૂઆતમાં કમ્પનીને થાપણ માટે તેમાંથી મોટો ભાગ જમીન, મકાન, યંત્રસામગ્રી વગેરેમાં ખર્ચાયછે, તે લગડ ખર્ચ કહેવાયછે. સ્થાવર મીલ્કતની કીંમત ઘણું ખરૂં સ્થાયિ રહેછે, પણ જંગમ મીલ્કત (જેવી કે, યંત્રસામગ્રી,) ઘસાતી ઘસાતી

અમુક વર્ષે રદ જાયછે, તો તેની કીંમત વખત જતાં ઘટતી જાયછે. તે પ્રમાણમાં કમ્પનીનું લેણું ઓછું ગણાય. આપણે આ બન્ને ખર્ચને **લગડ ખર્ચ** (Block cost) **યાને સ્થાવર લ્હેણું** (Fixed Assets) કહીશું. આમાં ઉપલા બે ખર્ચ સિવાય બીજા એવાજ ખર્ચનો સમાવેશ થઈ જાયછે. મીલકત પાછળ જેટલો ખર્ચ થાય તેટલો પાઇએ પાઈ ચોક્કસ તો પાછો ન મળે. જમીન: સંચા વિગેરેના ભાવ વધી ગયા હોય તો વધારે લ્હેણું કહેવાય ને ઘટી ગયા હોય તો તેટલું લ્હેણું ઓછું કહેવાય. ધારો કે એક સીનેમાં કમ્પનીએ રૂ. ૫ લાખની ફીલ્મ ખરીદી અને એક બેવાર બતાવ્યા પછી તેની કીંમત રૂ. બે લાખ થઇ ગઈ. હવે તે કમ્પની તો પોતાનાં સરવાયામાં ઉધાર પાસે ફિલ્મખાતે રૂ. ૫ લાખ ખર્ચ થયો, એમજ માંડશે, આ રીતે કમ્પનીનું સરવાયું તો સાચું છે પણ તેની આર્થિક સ્થિતિ શું છે તે આવા ખર્ચથી બીલકુલ સમજ પડતી નથી. વાચનાર તો એમજ સમજે કે રૂ. ૫ લાખનું કમ્પનીનું લ્હેણુંજ છે. જ્યારે વેચવા જાય તો રૂ. બે લાખ પણ ન આવે. આથી ખરૂં જોતાં કમ્પનીનું એટલું ઓછું લ્હેણું ગણાય. તેવીજ રીતે કોઈ ચીજના ભાવ વધી ગયા હોય, પણ કમ્પની તો થયેલો ખર્ચજ સરવાયામાં માંડે છે, તેથી તેની કીંમતખરૂં જોતાં ઓછી મંડાયલી હોય છે. આવાં કારણોને લીધે સ્થાવર ખર્ચ, ખાસ કરીને જંગમ મીલ્કત ખર્ચને, કંપની જેમ બને તેમ વધારે, નફામાંથી રફતે રફતે લખીવાળે તો તે સરવાયું તેટલા અંશે પાકું અને દૃઢ ગણી શકાય. મકાન ફરી બાંધવાં પડે, સંચાકામ ફરી બદલાવવાં પડે વિગેરે બાબતો એમ હોવાથી સ્થાવર લ્હેણું અમુક અમુક અંશે લખી વાળવામાં આવે તો સારૂં, નહિ તો તે એટલું પોલું કહેવાય.

(H) **સરસામાનખાતું**—(Store and spare gear) આની અન્દર કોલસો, ભંગાર વિગેરે પરચુરણ સરસામાન આવી જાય છે.

(I) **વેપારી માલ ખાતું**—(Stock-in-trade) ભાગીદારોએ જે ખાસ ધ્યાન રાખવાનું તે આ ચીજ ઉપર છે, કારણ કે કમ્પનીના ઘોટાળાનાં બીજ આ ખાતામાં રોપાય છે, કમ્પનીનું રહસ્ય આમાંજ રહેલું અને ગુહ્ય આમાંજ ઘુસેલું હોય છે. બધી રકમની ગણત્રી હીસાબ તપાસનાર કરી શકે છે, પણ આ રકમના ખાતામાં એની ચાંચ પણ ડુબતી નથી. રૂ ખાતે તો પડતર ભાવ મેલાય છે, પણ કાપડ અને સુતરખાતે પડતર ભાવ માંડવો કે બજારભાવ માંડવો તે એક સવાલ થઇ પડે છે. ઘણાઓનું એમ કહેવું છે જે પડતરભાવ અને બજારભાવ જેમ બને તેમ પાસે આવે એવી રકમ માંડવી. આવી ગણત્રી કરવામાં હિસાબ તપાસનાર (auditor) બીચારો શું કરે? તેને માત્ર કાર્યવાહકો ઉપરજ આધાર રાખવો પડે છે. જેમ સરવાયામાં વેપારી માલ ખાતાની રકમ નાની તેમ સારૂં. આગલાં વર્ષનાં સરવાયાનાં કરતાં આ વર્ષે તે રકમ નાની છે કે મોટી તે તપાસતાં રહેવું; તેમજ બીજી સમાન કમ્પનીઓના તે પ્રમાણમાં છે કે વધારે, તે પણ તપાસતા રહેવું. "As assest in a balance-sheet, ought, if possible, to be valued at a price that it may be reasonably expected to fetch. If they do not, a balance-sheet is not only useless but misleading"—Hartly Withers.

(J) **કમ્પનીનું લ્હેણું—ચોપડાનું લ્હેણું**—(Book Debts) આ રકમની અંદર વિલાયત તેમજ દેશાવરોના આડતીઆઓ ઉપર નીકળતું લ્હેણું, વેપારીઓને આપેલા માલનું લ્હેણું વિગેરે આવી જાય છે. આ લ્હેણું ઘણું ખરૂં સધ્ધરજ હોય છે. H કરતાં I વધારે ગલિત કહેવાય ને તેના કરતાં J વધારે ગલિત કહી શકાય. J લ્હેણાની સામે ઘસારા ફંડ રખાય છે.

(K) **અગાઉથી વિમાના આપેલા**—આ રકમમાં વીમાનું પ્રીમીઅમ આગળથી આપેલું હોવાથી ને ફરી નહિ આવવાનું હોવાથી તે હવાઇ લ્હેણું કહેવાય.

(L) **અવેજ**—(Investments) સરકારી જામીનગીરીઓ, શેરો, બોન્ડો, ઇત્યાદિ જે લીધું હોય વા લેવું પડયું હોય તે. આ ચીજો વેચવા જતાં ઘણું ખરૂં લગભગ બધી રકમ પાછી મળી શકે છે, જો કે ભાવ ઘટી જવાની બ્હીકે અવેજ સામે ઘસારા ફંડ રખાય છે.

(M) **રોકડ સીલક ખાતું**—(Cash and balance.) આ રકમ સમજાય તેવી છે.

આ પ્રમાણે ઉપલા સરવાયાની બધી રકમોની સમજુતી કરી ગયા. હવે આપણે એક જાણવાજોગ પદ્ધતિપર વિચાર કરીએ.

---

# પ્રકરણ ૧૩ મું.

—:o:—

## લખી વાળવાની પદ્ધતિ.

ઘણા ખર્ચો લખી વાળવામાં આવે છે. તે સમજવાને આપણે એક દાખલો લઇશું.

| થાપણ તથા દેવું. | | | | મીલકત તથા લ્હેણું. | | | |
|---|---|---|---|---|---|---|---|
| થાપણ | રૂ. | ૧૦ | લાખ | મીલકત ખર્ચ | રૂ. | ૧૨ | લાખ. |
| ભંડોળ | રૂ. | ૫ | લાખ | પરચુરણ ખર્ચ | રૂ. | ૩ | લાખ. |
| દેવું | રૂ. | ૩ | લાખ | લ્હેણું | રૂ. | ૬ | લાખ. |
| નફો | રૂ. | ૬ | લાખ | રોકડ | રૂ. | ૩ | લાખ. |
| | રૂ. | ૨૪ | લાખ | | રૂ. | ૨૪ | લાખ. |

ઉપલા સરવાયા પ્રમાણે ધારો કે આ વર્ષે રૂ. ૬ લાખનો નફો ન થયો હોત તો રોકડ રૂ. ૩ લાખને બદલે શુન્ય રહેત ને લ્હેણું રૂ. ૩ લાખ માત્ર રહેત. હવે સામી બાજુ રૂ. ૩ લાખનું દેવું છે. લ્હેણું અને દેવું સરખું થયું. હવે ધારો કે કમ્પની આ વખતે ફડચામાં જવાની છે, તો બાકી શું રહ્યું? પરચુરણ ખર્ચના રૂ. ૩ લાખ માંથી કંઇક જેવું તેવું ઉપજે. અને મીલકત ખર્ચમાંથી ધારો કે પાછા રૂ. ૯ લાખ આવે. ધારો કે એકન્દરે રૂ. ૧૦ લાખ આવ્યા તો ભાગીદારોને રૂ. ૧૦ લાખ વ્હેંચી આપે તો ભરેલી કીંમત તેમને બરાબર પાછી મળે ત્યારે ભાગીદાર વિચારમાંજ પડી જશે કે પેલા ભંડોળ રૂ. ૫ લાખનું શું થયું? તે ભાગીદાર તો એમજ સમજે છે કે, કમ્પનીના સરવાયામાં ભંડોળના રૂ. ૫ લાખ છે. આથી તેના શેરની કીંમત દોઢી થઇ. પણ વાસ્તવિક રીતે જ્યારે ફડચામાં ગઇ ત્યારે તેમ ન થયું. આનું શું કારણ? તે એજ કે ઉપલા સરવાયામાં ભંડોળ રૂ. ૫ લાખની રકમ માંડી છે તે ખોટી છે, યાને તે ભંડોળ માત્ર આડંબરજ છે. આના વાસ્તે ત્યારે શું કરવું? જવાબમાં તે ભંડોળમાંથી અગર નફામાંથી પરચુરણ ખર્ચ લખી વાળવો જોઇએ. કારણ કે તે એક હવાઇ લ્હેણું યાને ખોટું લ્હેણું કહેવાય. તો તે ખર્ચ કેમ લખી વાળવો? ધારો કે આ વર્ષે રૂ. ૬ લાખનો નફો થયો તેમાંથી રૂ. ૨ લાખ વ્હેંચણીના આપવાના, રૂ. ૩ લાખ પરચુરણ ખર્ચ ખાતે લખી વાળ્યા અને રૂ. ૧ લાખ ભંડોળ ખાતે લેઇ ગયા. સરવાયું નીચે મુજબ બનશે.

| થાપણ તથા દેવું. | | | મીલકત તથા લ્હેણું. | | |
|---|---|---|---|---|---|
| થાપણ | રૂ. | ૧૦ લાખ. | મીલકત ખર્ચ. | રૂ. | ૧૨ લાખ. |
| ભંડોળ | રૂ. | ૬ લાખ. | પરચુરણ ખર્ચ. | રૂ. | ......... |
| દેવું | રૂ. | ૩ લાખ. | લ્હેણું. | રૂ. | ૬ લાખ. |
| નફો વ્હેંચવાનો | રૂ. | ૨ લાખ. | રોકડ. | રૂ. | ૩ લાખ. |
| | રૂ. | ૨૧ લાખ. | | રૂ. | ૨૧ લાખ. |

હવે સરવાયાના ટાંટીઆ તો બરાબર મળી રહ્યા, પણ પેલા રૂપીઆ ૩ લાખનું શું થયું? તે ક્યાં ગેપ થઇ ગયા? જવાબમાં લખી વાળેલી રકમ ગુપ્ત ભંડોળ બને છે. આ ઠેકાણે પરચુરણ ખર્ચ કંપનીને જાણે મફત પડયો હોય તેમ સરવાયામાં લખાતો અટકી ગયો. પણ તે પરચુરણ સામગ્રીઓ કંપનીની છે તેથી તે સામગ્રીઓની ઉપજે તેટલી કીંમત સરવાયામાં નહિ હોવાથી એક જાતનું ગુપ્ત ભંડોળ બને છે જેને આપણે **લખીવાળેલું લ્હેણું** કહીશું. **બેંક ઓફ** ઇંગ્લાંડ પાસે રૂ. ૩ કરોડની મીલ્કત છે, છતાં સરવાયામાં તે રકમ તદ્દનજ લખીવાળેલી હોય છે. બેંકો અને વીમા કંપનીઓ મીલ્કત ખર્ચ બહુધા તમામ લખી વાળે છે. અન્ય ઘણી કંપનીઓ લગડ ખર્ચ યાને સ્થાવર ખર્ચ મોટે ભાગે લખી વાળે છે. આથી સરવાયામાં સ્થાવર લ્હેણું વર્ષે વર્ષે ઓછું થતું જાય,જેથી કંપનીની અંતરસ્થ કીંમત દેખીતી રીતે ઘટતી જાય છે. પણ ખરૂં પૂછો તો ધારવા કરતાં વધારે સરસ સ્થિતિ હોય છે. કેટલાક લોક માધવજીને પોલો શેર ગણે છે, પણ તે ઘણે ભાગે એક ભ્રમણાજ કહેવાય. કારણ કે તેના સરવાયામાં મુળ થાપણના પોણા ભાગ જેટલી રકમ તો લખી વાળેલી છે. J. A. W. નામક સદ્ગૃહસ્થે ૧૯૧૮ની સાલમાં જણાવેલું હતું. તેમ માધવજી

અને નાગપુર બન્ને શેરોની અંતરસ્થ કીંમત રૂા. ૧૫૫૦ની હતી. ઘણા લોકો વગર વિચારે મંદીમાં ખુવાર થઈ જાય છે. કોઇ કુંપનીને અનામત ભંડોળ હોય તો કોઇને લખી વાળેલુ લ્હેણું હોય. બન્ને બાજુ તપાસવી જોઇએ. ધારો કે એક બીજી કંપનીનું સરવાયું નીચે મુજબ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| થાપણ | રૂા. | ૧૦ લાખ | મીલકત ખર્ચ | રૂા. | ૧૨ લાખ |
| ઘસારા ફંડ | ,, | ૮ ,, | લ્હેણું | ,, | ૩ ,, |
| અનામત ફંડ | ,, | ૫ ,, | અવેજ | ,, | ૯ ,, |
| દેવું | ,, | ૩ ,, | રોકડ | ,, | ૨ ,, |
| | રૂા. | ૨૬ લાખ | | રૂા. | ૨૬ લાખ. |

હવે જે મીલકત ખર્ચ થાય છે, તેની કીંમત હાલ ૪ કે ૮ લાખ આવે એવું સરવાયાની દૃષ્ટિએ ધારવું યોગ્ય છે. માટે આ ખર્ચ પણ લખી વાળવો જોઇએ, જેથી સરવાયું મજબુત લેખી શકાય. મીલકત ખર્ચના રૂા. ૧૦ લાખ આપણે ઘસારા ફંડ તથા અનામત ફંડમાંથી લખી વાળીએ તો ઉપલું સરવાયું નીચે મુજબ બનશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| થાપણ | રૂા. | ૧૦ લાખ. | મીલકત ખર્ચ | રૂા. | ૨ લાખ. |
| ઘસારા ફંડ | ,, | ............ | લ્હેણું | ,, | ૩ ,, |
| અનામત ફંડ | ,, | ૩ લાખ. | અવેજ | ,, | ૯ ,, |
| દેવું | ,, | ૩ ,, | રોકડ | ,, | ૨ ,, |
| | રૂા. | ૧૬ લાખ. | | રૂા. | ૧૬ લાખ. |

જુમલે રૂા. ૨૬ લાખવાળા સરવાયા કરતાં જુમલે રૂ. ૧૬ લાખવાળું સરવાયુ વધારે પાકું ને દૃઢ ગણાય. દરેક કંપની કાં તો અમુક રકમ લખીવાળેછે અગર તે અમુક રકમને ઘસારા ફંડ તરીકે ગણે છે.

અમુક ખર્ચ ખાતે કેટલા રૂપીઆ લખી વાળ્યા તેની વિગત દરેક સરવાયામાં આવવી જોઇએ ને ઘણી કમ્પનીઓના સરવાયામાં આવેછે તે સારૂં છે. હવે આ છેલ્લા સરવાયામાં લગડ ખર્ચ રૂ. ૨ લાખનો છે પણ વાસ્તવિક રીતે તો રૂ. ૧૨ લાખનો થયો છે. માટે સરવાયામાં (લખેલા + લખીવાળેલા) ખર્ચનો સરવાળો આવે તેને આપણે વાસ્તવિક લગડ ખર્ચ કહીશું. આથી જણાશે કે **દેખીતો લગડ ખર્ચ** જે રૂ. ૨ લાખનો છે, તેમાં કંપનીનું ગુપ્ત અનામત ફંડ આવતું નથી પણ **વાસ્તવિક લગડ ખર્ચ**માં તે આવી જાયછે. આ પ્રમાણે એક તો લખી વાળેલું લ્હેણું છે, તે ઉપરાંત અન્ય પ્રકારનું **અણુલખેલું લ્હેણું** પણ છે. દાખલા તરીકે કોલાબા લેંડમીલની વિશાળ જમીન, જેનો મુળ ખર્ચ નહિ જેવો છે, જ્યારે હાલ તેની કીંમત અત્યંત આવે તેમ કહેવાય છતાં સરવાયામાં તો ચાલુ બજારભાવ ન લખાય તો સમજવું કે તેટલું લ્હેણું ઓછું લખેલુંછે. આ જમીનમાંથી જે નફો ઉપજે તેને આપણે અણુલખેલું લ્હેણું કહીશું. તે ઉપરાંત એક બીજું **અતિલખેલું લ્હેણું** છે. સંચાકામ કેટલુંક ઘસાઇ ગયું હોય છતાં સરવાયામાં તો સંચાકામનો થયેલોજ ખર્ચ લ્હેણા પેટે લખાયછે. જેટલો ઘસારો તેટલું અતિલ્હેણું સમજવું. અતિલ્હેણું તે એકજાતનું હવાઇ લ્હેણું છે. લખેલા લ્હેણામાં કેટલું અણુલખેલું અને કેટલું અતિલખેલું લ્હેણુંછે તે સમજવું ભાગીદારોને માટે સર્વદા કઠીન થઇ પડેછે. વળી સરવાયામાં જેમ ગુપ્ત લેણું હોયછે તેમ ગુપ્ત દેવું પણ હોયછે. જેટલું અતિલ્હેણું તેટલું ગુપ્ત દેવું સમજવું. (આ ઉપરથી સાર એ નીકળેછે કે) **સરવાયા મજબુત બનાવવા માટે સ્થાવર** લ્હેણું તેમજ હવાઇ લ્હેણું જેમ બને તેમ તમામ લખી વાળવું અને જેમ બને તેમ સીલક લ્હેણું વધારવું.

હવે આ પ્રશ્નની એક બીજી બાજુ તપાસવી જોઇએ. કેટલાકો એમ પણ કહે કે કંપની, ઉપર લખ્યું તેમ, સીલક લ્હેણું વધારવા એટલે અવેજ, રોકડ વિગેરે વધારવા જવા માટે નથી ઉપસ્થિત થઈ પરન્તુ ધંધો કરવા માટે. જો આ પ્રમાણે કંપની માત્ર અવેજ વિગેરેમાં નાણાં રોકીને રાખી મુકે તો તેનો ધંધો મર્યાદિત થઇ રહે. કંપની, તેથી કરીને, જો અનામત ફંડનો અવેજમાં રોકવા કરતાં ધંધાનો વિસ્તાર કરવામાં ઉપયોગ કરે તો તે પસન્દનીય અને પ્રસંશનીય છે. નાગપુર મીલ કંપનીએ નવા મુળ કીંમતના શેરો કાઢી જુના ભાગીદારોને તે બુદાબક્ષ આપી કંપનીના અનામત ફંડનો ધંધો ખેવડવામાં ઉપયોગ કર્યો. બોમ્બે ડાઇંગ કંપનીએ નવા શેર કાઢયા વિના કંપનીના અનામત ફંડનો ઉપયોગ બીજી તેવડીજ મોટી મીલ ખરીદવામાં કર્યો એટલે જુના ભાગીદારોની આવક બેવડી થઈ કહેવાય. ઉપલી તેમજ નીચલી બન્ને રીતો એકસરખી પસન્દવા તેમજ પ્રસંશવા જોગ છે, કારણ કે બન્નેનું પરિણામ એકજ આવેછે. પરંતુ એટલું તો કહી શકાય કે ભંડોળ સદંતર વિસ્તારમાં ન વપરાવું જોઇએ. તેમાંથી કેટલેક અંશે સીલક રાખવું જોઇએ. તેનો ઉપયોગ કારોબારી મુડી (Working capital) તરીકે વાપરવામાં, અને થોડું અવેજમાં રોકી રાખવામાં, થાય તો ખોટું નથી—અને તેજ મધ્યમ માર્ગ ઇચ્છનીય છે.

સરવાયામાં પણ કંપનીની આર્થિક સ્થિતિ જેમ બને તેમ ખરી બતાવવાને માટે મધ્યમ માર્ગ એ છે કે દર વર્ષે વ્હેંચણી આપતાં વધેલા નફામાંથી થોડી રકમ લગડ ખર્ચ ખાતે લખી વાળવામાં અને થોડી રકમ અનામત ભંડોળ વધારવામાં, આવે તેજ છે; નહિ તો, જો માત્ર એક તરફે અનામત ભંડોળજ વધાર્યે જાય તો તે માત્ર આડંબર છે. કારણ કે લગડ ખર્ચમાં વર્ષે વર્ષે ઘસારો થવાથી અતિ–

લખેલું લ્હેણું ( વા ગુપ્તદેવું ) વધતું જાય છે, જેથી દેખીતું અનામત ભંડોળ કેટલે અંશે પોલું છે તેની સમજ પડે નહિ. તેવીજ રીતે જો બીજી તરફે, લગડ ખર્ચ, વર્ષે વર્ષે ધંધાનો વિસ્તાર થતો જાય તો પણ, જેમ બને તેમ વધારે લખી વાળવામાંજ આવ્યા કરે તો તે માત્ર દેખીતી ક્ષુદ્રતા છે, કારણ કે લગડ ખર્ચમાં અણલખેલું લ્હેણું ( વા ગુપ્ત લ્હેણું ) વધતું જાય છે, જેથી કંપની પાસે ગુપ્ત અનામત લ્હેણું કેટલું મજબુત છે તેની સમજ પડે નહિ.

આદર્શ સરવાયું આપણે તેને કહીશું કે જેમાં ગુપ્ત લ્હેણું તેમજ ગુપ્ત દેવું બીલકુલ ન હોય.

---

# પ્રકરણ ૧૪ મું.



## હીસાબ તપાસનારા.

ડાયરેકટરોની કાંઇ એવી ફરજ નથી કે નફામાંથી જેમ બને તેમ વ્હેંચણી મોટી આપવી ને ઘસારા ખાતે ઓછી રકમ લઇ જવી; પણ તેઓની ફરજ એથી ઉલ્ટી છે. તેઓએ કંપનીને મજબુત બનાવવા વ્હેંચણી કરતાં ઘસારા ખાતા પર વધારે ધ્યાન આપવું જોઇએ. આ પ્રમાણે હાર્ટલી વિધર્સનું માનવું છે. એકવાર એક કંપનીને નફો પુરતો ન હતો થયો ને ડાયરેકટરો મોટી વ્હેંચણી આપવા માગતા હતા પણ હીસાબ તપાસનાર તેથી વિરૂદ્ધ હતો. આખરે તે તપાસનાર, ડાયરેકટરોને વશ થઇ ગયો, જેથી તેને પણ ખોટી વ્હેંચણી આપવા માટે જવાબદાર ગણવામાં આવ્યો હતો, અને ભરી દેવાનો વખત આવ્યો હતો: કંપનીનો

નફો કેટલો થયો તે ડાયરેકટરો ને એજન્ટોના હાથમાં હોય એમ કહેવાય છે. તે કેવી રીતે તે બતાવવાને આપણે એક સારી કુંપનીનો નફા ટોટાનો હીસાબ યાને આવક ખર્ચનો હીસાબ એક વર્ષનો નીચે મુજબ લઇએ.

| જમે-આવક. | | ઉધાર-ખર્ચ. | |
|---|---|---|---|
| **સુતર ખાતે** .................. | | | |
| સુતર વચાયેલું...રૂ. ૫૦ લાખ. | | **રૂ. વપરાયું** | રૂ. ૮૯ લાખ. |
| સુતર હાથમાં ...રૂ. ૧૨ ,, | | કોલસો વપરાયો | ,, ૬ ,, |
| | | સ્ટોર ,, | ,, ૮ ,, |
| | રૂ. ૬૨ ,, | મજુરી | ,, ૧૦ ,, |
| **કાપડ ખાતે** .................. | | સમાર કામ | ,, ૧ ,, |
| કાપડ વેચાયેલું ...રૂ. ૫૬ લાખ. | | વ્યાજ | ,, ૨ ,, |
| કાપડ હાથમાં ...રૂ. ૩૬ ,, | | જગાત | ,, ૨ ,, |
| | | એજન્ટોનું લવાજમ | ,, [illegible] ,, |
| | રૂ. ૯૨ ,, | પરચુટણ ખર્ચ | ,, ૫ ,, |
| વેસ્ટ ખાતે ...રૂ. ૧ લાખ. | | બાકી નકકી નફો | ,, ૩૦ ,, |
| ટ્રાન્સફર ફી.ભાડું ઈ.રૂ. ૧ ,, | | | |
| | | | રૂ. ૧૫૬ લાખ. |
| | રૂ. ૧૫૬ ,, | | |

ઉપલા હીસાબપરથી જણાશે કે રૂ. ૮૯ લાખનું રૂ લીધું ને તેનું કાપડ સુતર બનાવી થોડું વેચ્યું ને થોડું વધ્યું. જેટલુ કાપડ અને સુતર વેચાયું તેના આંકડામાં હેરફેર ન થઈ શકે. જેટલું વધ્યું તેની કીંમત કેટલી આંકવી તે કાર્યવાહકોના હાથમાં છે. ઘણું ખરૂ બજાર કરતાં થોડી ઓછી અંકાય છે. પણ જો નફો વધારે દેખાડવો હોય તો વધારે કીંમત અંકાય. તેમાં હીસાબ તપાસનાર તે કેટલું સમજે? ધારો કે ઉપલા હીસાબમાં સુતર હાથમાં છે તેની કીંમત રૂ. ૧૨ લાખને બદલે

રૂ. ૧૪ લાખ અંકાય ને કાપડ હાથમાં છે તેની કીંમત રૂ. ૩૬ લાખને બદલે રૂ. ૪૬ લાખ અંકાય તો કોણ ના પાડે તેમ છે? જો આમ થાય તો જમે બાજુના સરવાયામાં રૂ. ૧૨ લાખ જે વધુ થયા તે રૂ. ૧૨ લાખ સામે ઉધાર બાજુએ બાકી નકકી નફાની રકમમાં વધીને રૂ. ૪૨ લાખ થઇ જાય ને બન્ને બાજુએ જુમલે રૂ. ૧૬૮ લાખ થાય. અલબત્ત સરવાળા બાદબાકીમાં ભુલ થાય તો ઓડીટરનું કામ, પણ કીંમત આંકવામાં તે બીચારો શું કરે? આપ્રમાણે એક વર્ષનો નફો રૂ. ૩૦ લાખને બદલે રૂ ૪૨ લાખનો બતાવવો હોય અગર તેવીજ રીતે રૂ. ૩૦ લાખને બદલે માત્ર રૂ. ૨૨ લાખનો નફો બતાવવો હોય તો માત્ર કલમના એક ગોદાનીજ જરૂર પડે. આ એક "વેપારી માલ ખાતા"ની, Stock in tradeની રકમમાંજ ફેરફાર થઇ શકે, આમાં ઘણીવાર ઘોટાળા કરનારા કરે, તો ઓડીટરો કે ભાગીદારો શું કરી શકે? આવાં આવાં કારણોને લીધે હાર્ટલી બિધર્સ એમ કહેછે કે Company accounts are an alluring mirage–a fairy stucture—and a glorious game of make–believe," અર્થાત્ કંપનીનો હીસાબ એક લલચાવનારૂં ઝાંઝવું છે, એક જાદુઈ રચના છે ને એક ફોસલાવવાની કીર્તિવંત રમત છે. લૉર્ડ જસ્ટીસ લોપ લખે છે કે An auditor is not bound to be a detective......He is a watch–dog, ( well–known for its faithfulness) and not a bloodhound. લૉર્ડ જસ્ટીસ લીંડલી લખે છે કે It is no part of an auditor's duty to give advice. His duty is to be certain and state the true financial position of the company at the time of the audit. હીસાબ તપાસનાર ભાગીદારોનો પ્રતિનિધિ હોવાથી તેણે ભાગીદારોનું ભલું થાય તેમ વર્તવું અને નહિ કે કાર્યવાહકોના મતને સવદા હાજી હા કર્યા જવું, એ તેની કાયદેસર તેમજ નૈતિક ફરજ છે.

# પ્રકરણ ૧૫ મું.

—:o:—

## શેરની અંતરસ્થ કિંમત.

કોઇપણ કંપનીના શેરની અંતરસ્થ કિંમત ખરી આંકવી અત્યંત કઠીન છે, પણ સાધારણ રીતે માત્ર ભાન થાય તેટલા પ્રમાણમાં આંકવી તદ્દન સહેલ છે. J. A. W. નામના એક અનુભવીના મત પ્રમાણે, The intrinsic value is arrived at by adding the amount of capital reserve to, or by substracting that of capital debt from, the actual block cost and dividing the resultant figure by the actual number of shares. વાસ્તવિક લગડ ખર્ચમાં કંપનીનું થાપણ લ્હેણું ઉમેરી અગર થાપણ દેવું બાદ કરી જે રકમ વધે તેને શેરોની સંખ્યાએ ભાગવી અને ભાગમાં જે આવે તે અંતરસ્થ કીંમત. (વિશેષ માહીતી માટે જુઓ પૂરવણી પત્રક ૧ લું). શેરોના ભાવ કાંઈ અંતર્ગત કીંમત ઉપરજ આધાર નથી રાખતા પણ ખાસ કરીને સંભવિત વ્હેંચણી ઉપર આધાર રાખે છે.

---

# પરકણ ૧૬ મું.

—:o:—

## કંપનીની કારોબાર કુશળતા.

કોઇ પણ કંપનીનો કારોબાર કેમ ચાલે છે તે જાણવું હોય તો તેનાં આગલા વર્ષો સાથે હાલના વર્ષનો કારોબાર સરખાવવાથી માલુમ

પડે છે. તેમજ અન્ય સમાન કંપનીઓ સાથે સરખાવવાથી માલુમ પડે છે. તે સરખામણી કરવાની કસોટી માત્ર એકજ હોય તેમ J. A. W. કહે છે, અને તે એ કે કંપનીએ **વાસ્તવિક લગડ ખર્ચ ઉપર કેટલા ટકા નફો કર્યો.** 'The percentage of earning on the actual block cost is the only available test of management.' મીલ કંપનીઓમાં **નાગપુર, સ્વદેશી** અને **માધવજી** એ ત્રણ સૌથી વધારે કુશળ કારોબારવાળી છે. (જુઓ પૂરવણી પત્રક ૧ લું.)

---

# પ્રકરણ ૧૭ મું.



## ધન-રોકાણ.



**વ્યાજ** સારૂં ઉપજે ને તે સાથે મુડીની સલામતી સચવાય એવી રીતે નાણું રોકવું તે કાંઇ નાના બાળકની રમત નથી.

### શેરબજારમાં થતા ધંધા.

શેરબજારની અંદર ચાર પ્રકારના ધંધા થાયછે. (૧) **ધન-રોકાણ**-રોકેલી થાપણ ઉપર વ્યાજ માત્ર ઉપજાવવાની ઇચ્છાથી શેરો ઇત્યાદિ ખરીદવા ને નામે ચડાવી લઇ રાખી મુકવા તેને ધન-રોકાણ કહેછે. (૨) **સટ્ટામય ધન-રોકાણ**-શેરો ખરીદવા તે એ

હિસાબે કે ભાવ વધે ને નફો મળે ત્યાંસુધી બ્લેંક, (અગર તો નામે ચહડાવી), થોડા વખત માટે ચહડાવી લેવા. ઘણીવાર બજારમાં શેરો લીધા પછી ભાવ જો ઘટી જાયછે તો, અગર બદલાનું વ્યાજ મોટું આપવું પડેછે તો, તે ચહડાવી લેવામાં આવેછે. શેરો ચહડાવી લેવા માટે મુડી, કાં તો પોતાની કાં તો બેંકની રોકાય છે. આ કાર્યમાં નાણાંની જોગવાઈ જે થાયછે તે થોડા વખત માટેની હોયછે. **(૩) ત્રીજો ધંધો સટ્ટો** થાયછે. માત્ર ભાવના ફરકની લે આપ કરવા ખાતર શેરોનાં ખોટાં લેણ અગર ખોટાં વેચાણ કરવાં તેને સટ્ટો કહેવાય છે. **(૪) તેજીમંદી**-તેજી મંદીનો કોઇકવાર થતો ધંધો. આમાં અમુક શેરનું વ્યાજ ખાવું ઇત્યાદિ આવી જાય છે. આ ઉપલા ચારે ધંધાનો આધાર એક પાંચમા ધંધા ઉપરજ ટકેલો છે અને તે **શેર દલાલીનો** જોખમી પણ જરદાયક, ઇજ્જતદાર, ધંધો.

## ધન-રોકાણ.

અસલના વખતમાં જ્યારે (લીમીટેડ કંપનીઓ) **ભાગીદારીમય મંડળો** (Joint Stock Companies)નો અભાવ હતો ત્યારે ઘણું ખરું નાણું દાટી રાખવામાં આવતું. ઘણું ખરૂં (લડાઇના સંજોગ ન હોય તો) વેપારીઓને ત્યાં વ્યાજે મૂકાતું. તે નાણું ધંધામાં રોકાતું, અને તેમાંથી ધીરનારને માત્ર વ્યાજ મળતું જ્યારે વેપારીને સર્વ નફો મળતો. હાલના સમયમાં લીમીટેડ કમ્પનીઓની સગવડને લીધે તેવાં મંડળમાં નાણું રોકનારને વ્યાજ નહિ પણ નફાની વ્હેંચણી મળે છે, તે ખાસ સમજવાનું છે. તેવાં કોઇ મંડળમાં એટલે લીમીટેડ કંપનીમાં ગરીબમાં ગરીબ રોકનાર પણ તે કંપનીનો, નાણું રોકે તેટલે અંશે, ભાગીદાર બની શકે છે. **શેરમાં નાણું રોકવું એટલે વગર મહેનતે, વગર ચિન્તાએ, વગર દેખરેખ રાખે, ધંધો કરવો તે. મજુર પણ ચાહે તે કંપનીનો પોતાની શક્તિ પ્રમાણે મર્યાદિત ભાગીદાર બની શકે છે.**

આવી કંપનીઓની સગવડથી નિર્ધન પણ નિપુણ કારીગર (કોઈ ધંધાનો અનુભવી) ચાહે તે ધંધો ખેડી શકે છે, તેમજ બીનઅનુભવી પણ ધનિક શેઠનારને પણ, ફાવે તે ધંધામાં પોતાનું નાણું સારી રીતે રોકવાની તક મળે છે. આવી સગવડથી **ધંધાનો જ્ઞાતા અને ધનનો દાતા** એકઠાં થાય છે, જેથી ( પરસ્પર સહાયથી ) દેશની સમૃદ્ધિમાં વૃધ્ધિ થાય છે.

પોતાનું નાણું કયા ધંધામાં રોકવું તે એક સાધારણ માણસને સવાલ થઇ પડે છે. જે ધંધામાં નાણું રોકવું હોય તે ધંધાની માહીતિ પ્રથમ મેળવવી પડે છે. કોઇ જમીન મીલ્કતમાં, કોઇ વેપાર રોજગારમાં, અને કોઈ શેર ઇત્યાદિમાં નાણું રોકે છે. શેરોમાં નાણું રોકવાને વાસ્તે કાં તો વિશ્વાસુ સલાહકાર ( ઘણું ખરૂં અનુભવી શેર દલાલ ) ની જરૂર પડે છે અને કાં તો પોતાની જાતે શેર અને શેર બજારને લગતો અભ્યાસ કરવો પડે છે.

સરકારી ઇત્યાદિ સોનેરી જામીનગીરીઓ ( gilt-edged securities ) માં નાણું રોકનારને મુકરર કરેલું વ્યાજ જ મળે છે, જેથી તેની આવક બાંધેલી ને મર્યાદિત રહે છે. આથી કરીને, હાલની મોંઘવારીનાં ખર્ચ ઓછા ન થઈ શકે તેથી, તે રોકનારને આવી ઉચ્ચ પંક્તિની જામીનગીરીઓ વેચી નાંખવી પડે છે ને તેને બદલે શેરો જેવી વધારે જોખમી જામીનગીરીઓમાં વધારે વ્યાજ મળે તેવી આશાએ નાણું રોકવું પડે છે. જેથી સોનેરી જામીનગીરીઓ બજારમાં પડતર માલ થઈ પડે છે. ટ્રસ્ટીઓને આમાં ટ્રસ્ટનું નાણું રોકવું પડે છે ને તેમને તેમાં રોકવું ઠીક પડે છે.

નાણું રોકવાને સૌથી સારો રસ્તો એ છે કે પોતાની મુડી વિધવિધ પ્રકારના શેરોમાં રોકવી–પણ તેની પસંદગીમાં ખરેખરી સંભાળ રાખવાની છે. જે છે તે પસંદગીમાંજ છે. ઘણા લોકો એકજ ઉદ્યોગના કે એકજ

પ્રદેશના શેરોમાં રોકે છે, તે ભૂલ છે; કારણ કે જુદા જુદા બજારની તથા વેપારની અસરને પાત્ર હોય તેવા શેર ધરાવનારને ભાવ અને વ્યાજમાં સમાનતા સચવાવાનો સંભવ રહે છે. કોઈ શેરમાં જો ઓછું વ્યાજ મળે તો કોઈ શેરમાં વધારે વ્યાજ મળે. અગર તો કોઈ શેરના ભાવ ઘટી જાય તો કોઈના વધી જાય આમ થાય તો આવક એકસરખી રહે ને મુડીની મુડી સલામત રહે.

નાણું રોકનારે આગળ લખેલાં આ પુસ્તકનાં સર્વ પ્રકરણો વાંચી જવાં આવશ્યક છે, કારણ કે જે લખાયું છે તે નાણું રોકનારના દૃષ્ટિબિન્દુથી લખાયું છે.

ખાસ કરીને મહેહનજરો, ડીબેન્ચરો, સરવાયાં, લખી વાળવાની પદ્ધતિ, હિસાબ તપાસનાર, અંતસ્થ કિંમત અને કારોબાર કુશળતા વિષે લખાયેલાં પ્રકરણો વાંચવાં આવશ્યક છે. તે સિવાય વિશેષ માહીતિ આ પ્રકરણમાં છે.

જે કંપનીને **ઇજારા** (monopoly) જેવો ધંધો હોય તે કંપનીના શેરો લેવા ઘણા સારા, આવી કંપનીઓ ( જેવી કે ટ્રામ, ટેલીફોન, તાતા ઓઇલ વિગેરે) ને ખોટ ભાગ્યેજ આવે છે.

જે શેરોના કોલ ભરાવાના બાકી હોય તેવા શેરોમાં નાણું રોકતાં વિચાર કરવો જરૂરી છે. આગળના વખતમાં જ્યારે "**ચાંદીના રાજા**" **ચુનીલાલ સરૈયાની "સ્પીશી બેન્ક"** ડૂબવામાં ગઈ ત્યારે ભાગીદારોનો બાકી રહેલા કોલ ભરી ભરીને ડુચો નીકળી ગયો હતો, તે વાંચકને યાદ હશે. ઘણું ખરૂં બેન્કો તથા વિમા કંપનીઓના શેરોના કોલ બાકી રહે છે, પણ સધ્ધર કંપનીઓ અનામત ભંડોળ મોટાં રાખે છે, જેથી આકસ્મિક સંજોગો વખતે બહુ વેઠવું પડતું નથી. આથી કરીને આવી કંપનીઓને માટે બહુ સંશય રાખવામાં ન આવે તો ચાલે. વખત છે ને આવી કોઇ કંપની વહીવટની ખામીથી નુકશાનમાં ઉતરે તો ઘણું ખરૂં

કોઇ તાલેવંત હરિફના હસ્તક તે કંપની જાય છે, જેથી કોલ ભરવાની કોઇવાર જરૂર નથી પડતી, એમ લેમ્બરટ લખે છે. બેન્કો અને વિમા કંપનીઓ તરફથી વ્હેંચણી ઘણું ખરૂં એકસરખી આવે છે, જેથી તે શેરો નાણું રોકવાને સારા ગણાય. વીમો એક જરૂરીઆતની ચીજ હોવાથી વીમા કંપનીના શેરો ઇચ્છનીય છે.

શેરની પસંદગીમાં જેટલી સંભાળ લેવાની છે તેટલીજ ખરે વખતે ખરીદવામાં પણ સંભાળ રાખવાની છે. રોકનારે પસંદ પડતા શેરની અંતરસ્થ કિંમત આંકવી આવશ્યક છે, ને પછી જો તેના ભાવ સરખામણીમાં ઘણા નીચે હોય તો લેવા સારા, અને ઘણા ઉંચે હોય તો વેચવા સારા. આ કાર્ય વખતે સંભવિત વ્હેંચણી ઉપર પણ ખાસ ધ્યાન અપાવું જોઇએ. ભાવો બહુજ ઉંચા છે કે બહુજ નીચા છે તેની અટકલ કરવાને તે શેરના છેલ્લા ચાર પાંચ વર્ષના ઉંચાનીચા ભાવો સરખાવવા ઉપયોગી થઇ પડશે. ઘણીવાર કેટલાક શેરો કોઇ જેવા તેવા કારણથી લોકને અળખામણા થયા હોય ને ભાવ બેહદ ઘટી જાય તો તે વખતે ડાહ્યો રોકનાર લાંબો વિચાર કરી ખરીદવાની તક જવા દેતો નથી. ઘણી વાર શેરબજારની પ્રથા પ્રમાણે અમુક શેરો જો લોકના ધ્યાનમાં રૂચી ગયા તો તેના ભાવ વધશે ને તે એટલે સુધી કે બીનસબબ બેહદ ઉંચા ચઢી જશે. આ વખતે ઘણા રોકનાર પોતાના શેર નફે વેચી નાંખેછે.

કયા ભાવે શેર ખરીદવા તે નાણું રોકનારને મુશ્કેલ થઇ પડે છે. જ્યારે ભાવ તળિયે પડી રહ્યા હોય છે ત્યારે કોઇ અડકતું નથી, ને જ્યારે એકદમ વધીને મથાળે જાય છે ત્યારે મોંઘે ભાવે પણ તે ખરીદવાને કોઇ અચકાતું નથી. આ પ્રમાણે કોઇવાર ઉંચા ભાવના શેર ગળામાં આવી ગયા હોય ને ઘણીવાર બને છે તેમ પાછળથી ભાવ ગગડી જતા હોય, ત્યારે શેરો વેચી નાંખવા ખોટા નથી. ઘસાઇ જતી

મુડીની આવજાત કર્યા કરવા કરતાં નુકશાને કાપ મૂકવો ઘણી-વાર લાભકારક છે. શેર(ડી)ના સાંઠાનો ભાગ જેમ ઉંચો તેમ મોળો અને જેમ નીચો તેમ મિષ્ટ હોય છે.

શેરો એવાજ ખરીદવા કે જેની બજારમાં લે વેચ ચાલુ હોય. જે શેરનો બજાર નથી ચાલતો તેના ભાવ ચોકકસ હોતા નથી, ને ઘણીવાર પચીશ પચાશ ફેરે લેવાલ વેચવાલના ગરજાઉ ભાવ બોલાય છે. જે શેરમાં સટ્ટો નથી ચાલતો તેનું બજાર આછું રહે છે.

જે કંપનીના શેરોમાં ડાયરેક્ટરો વિશેષ નાણું રોકે છે તે કંપનીઓ ઘણુંખરું બહુજ ફતેહમંદ નીવડે, એવો સંભવ રહે છે. થાપણનો કેટલો ભાગ કાર્યવાહકોએ રોકયો છે તે તપાસવાથી રોકનારને લાભ થશે. તેવી કંપનીઓ ઉપર કાર્યવાહકો વિશેષ કાળજી રાખે તો તેમાં નવાઇ નહિ.

બજારમાંથી શેર ખરીદતી વા વેચતી વખતે રોકનારે તપાસવુ કે તે શેરના ચાલુ ભાવ વ્યાજ સાથે કે વ્યાજ બાદ છે, વ્યાજ આવક-કર ( income tax ) સાથે છે કે બાદ, હકક સાથે કે હકક બાદ છે. જો વ્યાજ આવક-કર સાથે હોય તો સમજવું કે રૂપીએ બે આના વ્યાજમાંથી ઓછા ગણવાના છે.

કોઈ પણ શેરના ભાવ ચડે તે પડવાને અને પડે તે ચડવાને-એ નિયમનો લાભ, રોકનાર ( investor ) જો (ઉંચે ભાવે વેચી અને નીચે ભાવે ખરીદીને ) લે તો વાંધો નથી, એમ એક લખકનું માનવું છે. ભાવનો લાભ જ્યારે સટ્ટો કરનારા લે તો પછી રોકનારા કાંય ન લે!

## હિન્દમાં ભાગીદારો શું ઉંઘણસી છે?

લીમીટેડ કંપનીમાં અલબત શેર ધરાવનાર વર્ગ ઉંઘતા ભાગીદાર (sleeping partners) હોઈ શકે છે, પણ તેટલા માટે ભાગીદારો

એ કંધણસી બની જવું ન જોઇએ. વિલાયતમાં અને બીજા આગળ વધેલા દેશોમાં ભાગીદારો બહુ સાવચ હોય છે, અને કંપનીના કાયદામાં અનુકુળ હેરફેર પણ જરૂર પડે કરાવી શકે છે.

હાલમાં જે Indian Companies Act છે તેમાં ખાસકરીને બે ફેરફાર કરવાની જરૂર જણાય છે. આ બાબતમાં પ્રો. એસ. આર. દાવરે થોડા વખત પહેલાં નીચે પ્રમાણેની બે વિગતો ઉપર પોતાના સચોટ ભાષણમાં ટીકા કરી હતી.

(૧) કંપનીના કારોબારમાં અને તેને અંકુશમાં રાખવાની બાબતમાં ભાગીદારોનો અભિપ્રાય સંભળાય અને કાર્યસાધક બની શકે તેમ થવું હાલમાં જરૂરી છે. જોઇન્ટ સ્ટોક કંપની એક જાતની પાર્લામેંટ છે' તેમાં ભાગીદારોને મત આપવાનો અધિકાર કાર્યસાધક હોવો જોઇએ. હાલમાં અત્રે જે ડાયરેકટરોની બોર્ડ બનેલી હોયછે તે માત્ર એજન્ટોના નીમેલા હોય છે, અને નહિ કે ભાગીદારોના ચુંટેલા; વળી જો કે સિદ્ધાંત પ્રમાણે (in theory) ભાગીદારો ઉપલી બોર્ડને ખસેડવી હોય તો ખસેડી શકે છે, પણ આચારમાં (in practice) તો ડાયરેકટરો (જેઓ એક "self elected oligarchy" સ્વયં-નિમાયેલું અલ્પકાર્યવાહક મંડળ છે તેઓ) સભામાં મત ગણતી વખતે એવી તો હાથ ચાલાકી વાપરી શકે છે કે ભાગીદારોના મત વ્યર્થ જાય છે, આથી ભાગીદારો સભામાંજ જવાનું માંડી વાળે છે, પણ આને બદલે જો ભાગીદારો કાયદેસર વાંધો ઉઠાવે તો ફાવી શકે. દરેક ભાગીદારને શેર દીઠ એક મત આપવાનો હક્ક ફરજીયાત રાખવો જોઇએ, અને તે ગણત્રીમાં લેવાવો જોઇએ. ડાયરેકટરોએ ભાગીદારોની પ્રથમ સભા વખતે કંપનીના "આરટીકલસ"ને સુધારા વધારા કરાવવાને ચર્ચામાં મૂકવા જોઇએ.

(૨) અંડરરાઇટીંગની બાબતમાં પણ કંપની એકટમાં ફેરફાર થવાની જરૂર છે. ખરૂં પૂછો તો અંડરરાઇટીંગ કમીશન આ પ્રમાણે

અપાવું જોઇએ. શેરો બ્હાર પાડયા પહેલાં કંપનીએ અંડરરાઈટ કરનાર સાથે એવો કબાલો કરવો જોઇએ કે જેટલી સંખ્યા પ્રજા ઉપાડી ન લે તેટલી બાકીની સંખ્યાનો મુકરર કમીશનથી અંડરરાઇટરને લાભ મળે. પરન્તુ હાલમાં એવા કેટલાક દાખલા બન્યા છે કે બધા શેરોનું કમીશન (પ્રજામાં તે શેરો બહાર પાડયા પહેલાંજ) અંડર રાઈટરોને આપી દેવામાં આવ્યું છે. આ અંડરરાઇટરો કોઇકવાર લાગતા વળગતાઓ હોય છે, અને તેઓ બજારમાં પ્રિમિયમે પણ વેચે છે. શું, ભાગીદાર વર્ગ આ કાર્ય સામે વાંધો ન ઉઠાવે?

ઉપલી બાબતમાં માનવંતા મી. કૃષ્ણલાલ **મો. ઝવેરીએ** જણાવ્યું હતું કે કંપની એકટમાં ભાગીદારો જો ચાહે તો ઉપલા ફેરફાર કરાવી શકે ખરા.

## નવી કંપનીઓ

ઘણા લોકો નવી કંપનીનાજ શેરો અગર જુની કંપનીના નવા શેરો કંપની પાસેથી ખરીદવાનું પસંદ કરે છે. આથી દલાલી તેમજ પ્રિમિયમનો બચાવ થાય છે. પણ આ કરકસર ઘણીવાર ભારે પડી જાય છે. ઘણીવાર એવું બનેછે કે નવી કંપનીને પગભર થતાં, ને તેથી વહેંચણી આપવાની સ્થિતિમાં આવતાં, બે ચાર વર્ષ થઇ જાય છે. ને ત્યાં સુધી ભાગીદારોનું નાણું વગર વ્યાજે રોકાઇ રહે છે. દાખલા તરીકે તાતા હાયડ્રો, (જેના શેર,નાણું રોકવાને માટે સદ્ધર છે, તે કંપની) સને ૧૯૧૦ માં ઉભી થઇ, ૧૯૧૫ માં કામ ચાલુ થયું. ૧૯૧૮ ના વર્ષની તેના ઓરડીનરી શેરની વ્હેંચણી શૂન્ય હતી. કંપની ઉભી થયાને દશ વર્ષ થયાં. હવે છેલ્લાં ચાર વર્ષની વ્હેંચણીઓ અનુક્રમે રૂ. ૪૫, ૭૫, ૮૦ ને ૦ આપવામાં આવી છે. જેણે પ્રથમથીજ શેરો લઈ રાખ્યા હશે તેને દશ વર્ષનું સરેરાશ

વ્યાજ માત્ર બે ટકા મળ્યું, તે ખરેખર પ્રથમથી રોકનારને નાસીપાસ કરે તો નવાઈ નહિ. કોઇપણ કંપનીએ મૂળ ભાગીદારને ધ્યાનમાં રાખી કંઇ નહિ તો ૬ ટકા જેટલી વ્હેંચણી ઓછામાં ઓછી દર વર્ષે આપવી વ્યાજબી છે. ઘણી કંપનીઓની બાબતમાં ઉપલા દાખલા પ્રમાણે બને છે. આથી બાપડો નાણું રોકનાર રહી રહીને અધીરો થઇ શેરો વેચી નાંખે છે ને કંપની જ્યારે વ્હેંચણી સારી આપવાની સ્થિતિમાં આવે છે ત્યારે માત્ર સટ્ટો કરનારા ભાવોનો લાભ લઇ જાય છે. હાથડ્રોના શેર (રૂા. ૧૦૦૦)નો ભાવ તા. ૧૭–૨–૨૦ સુધી રૂા. ૧૨૨૫ જેટલો પડેલો છે, પણ જ્યારે કંપની સારૂ વ્યાજ આપવા ખડી થશે ત્યારે સટ્ટો કરનારા (ટ્રામ્વે શેરની માફક) એકદમ ચકાવી મૂકશે. એટલે થશે શું કે મૂળ રોકનાર જેને બે ટકા જેટલું વ્યાજ ન પોસાવાથી, વેચી બેઠો હશે તેને વગર વાંકે પસ્તાવું પડશે.

કોઇ કંપની જો મૂળ ઉત્તેજકોને આમ નિસ્તેજ બનાવે તો તે ખરેખર ખેદજનક છે.

નવી કંપનીઓ જેટલી નીકળે તેટલી ઓછી એમ અમારૂં ધારવું છે. દરેક નવી નીકળતી કંપનીને સર્વથા ઉત્તેજન આપવું આવશ્યક છે, પણ રોકનારે એટલું તપાસવું કે એજન્ટો પ્રવીણ અને પ્રમાણિક છે કે નહિ. ઘણીવાર એજન્ટો ઉપલા ગુણ ધરાવતા નથી. એજન્ટોને પ્રમાણિક થવામાં જેટલો લાભ છે તેટલો અપ્રમાણિક થવામાં નથી, તેનો લાંબો વિચાર નીતિ તેમજ વેપારની દૃષ્ટિએ કરવો આવશ્યક છે. એજન્ટ જો પ્રમાણિક હશે તો અનેક કંપનીઓ ઉભી કરી શકશે જેથી તેને અનેક કંપનીઓનું કમીશન મળશે, જેનો સરવાળો, એકાદ કંપનીના અપ્રમાણિક લાભ કરતાં વધારે થશે તે ચોક્કસ છે. આથી વળી તેનું નૈતિક બળ પણ વધશે તેમાં સદેહ નથી. કોઇ નવા એજન્ટે નવો મોટો સાહસ ખેડવા માટે લોકો પોતાની

હાંસી કરે છતાં, ગભરાવું નહિ અને ધીરજ રાખી ઉચ્ચ આદર્શ આગળ રાખી સાહસ ખેડવું વ્યાજબી છે. દરેક નવા એજન્ટને હિન્દના ઔદ્યોગિક વીરલા **સર જમશેદ તાતાનું** જીવનચરિત્ર વાંચવાથી લાભ થશે. અમારી એવી અભિલાષા છે કે શેરબજારમાં હાલ જે આશરે ૫૦ વિવિધ શેરોનું કામકાજ રોજ થાયછે તેને બદલે લંડનની માફક અત્રે પણ રોજ ૫૦૦૦ વિવિધ શેરોનું કામકાજ થાય, એટલે કે નવી કંપનીઓ અનેક નીકળે જેથી ( એટલેકે ) દેશની સ્થિતિ ઔદ્યોગિક ઉન્નતિને સત્વર પામે. કેટલાક જૂના વિચાર ધરાવનારા, શેરોમાં નાણું રોકવું તે જુગાર જેવું સમજે છે, તે ખેદ-જનક તેમજ હાસ્યજનક બાબત છે. પરન્તુ તેઓને ખબર નથી કે શેરોમાં ધન રોકનાર દેશની (જેવી તેવી પણ) સેવા બજાવે છે.

---

# પ્રકરણ ૧૮ મું.



## રોકનાર તથા સટ્ટાકર.

**રોકનાર** ( investor ) અને **સટ્ટાકર** ( speculator ) ના માર્ગ ઉંધા છે, પણ ફરી ફરીને પાછા એક સ્થળે સામસામા ભેગા મળે છે. રોકનારનો વેપારી નિયમ એ હોય છે કે સસ્તે ભાવે ખરીદવું અને મોંઘે ભાવે વેચવું. સટ્ટાકરનો સટ્ટામય નિયમ એ હોય છે કે વધે ભાવે (પણ) ખરીદવું અને ઘટે ભાવે (પણ) વેચવું. પ્રથમનો ઉદ્દેશ **વ્યાજ** ખાવાનો અને દ્વિતીયનો ઉદ્દેશ **ભાવ** ખાવાનો હોય છે. પ્રથમ ભાવ ઉપર, અને દ્વિતીય વ્યાજ ઉપર, થોડું ધ્યાન રાખે છે. બન્નેની મતલબ કમાણી કરવાની છે.

રોકનારને સટ્ટાકર અને સટ્ટાકરને રોકનાર સામસામા ઉત્તેજન આપે છે.

દુનિયામાં શુદ્ધ રોકનારા ઘણા પડ્યા છે, પણ સટ્ટાકરના પ્રમાણમાં તેમની સંખ્યા નહિ જેવી છે. રોકનાર ભાવ ખાવા ઉપર જેટલે અંશે ધ્યાન આપે તેટલે અંશે તે સટ્ટાકર કહી શકાય. શુદ્ધ રોકનાર અને બીલકુલ સટ્ટાકર વચ્ચે અમુક અમુક પ્રમાણના અનેક ક્રમ અનુક્રમ હોય છે, જેમાંના મુખ્ય અમારા મતપ્રમાણે નીચે મુજબ છેઃ—

## ૧—શુદ્ધ રોકનાર.

આ માણસનું લક્ષ્ય કઈ કંપનીના શેર નાણું રોકવા માટે સારા, તે કંપની શું વ્યાજ આપી શકશે, તેની અંતરસ્થ કીંમત શું છે, તેના કાર્યવાહકો પ્રવીણ અને પ્રમાણિક છે કે નહિ—આવી બાબતો ઉપર રહે છે. તેને ભાવની વધઘટને લીધે હર્ષશોક કરવાનો પ્રસંગ આવતો નથી. (શુદ્ધ રોકનાર શ્રદ્ધાળુ હોય છે.)

## ૨—રોકનાર, પણ અમુક અંશે સટ્ટાકર.

આ માણસ ૧ લા ક્રમમાં લખેલી બધી બાબત ઉપર ધ્યાન આપે છે, પણ તદુપરાન્ત, ભાવ વધશે કે ઘટશે એવા વિચારમાં ધ્યાન ને ધખારો રાખ્યા કરે છે. (૧ લા અને ૨ જા ક્રમની વચ્ચેનો તફાવત રોકનારની શ્રદ્ધા અને શંકામાં સમાયેલો છે.)

## ૩—રોકનાર, પણ એથી અધિક અંશે સટ્ટાકર.

આ માણસ ૧ લા અને ૨ જા ક્રમમાં લખ્યું તેમ બન્ને પ્રકારના હોય છે, પણ તદુપરાન્ત, ભાવોની વધઘટનો લાભ લઇને નાણું રોકે છે, તે એવી રીતે કે જ્યાંસુધી ભાવ તેના અડસટ્ટા પ્રમાણે ઘટવાના હોય ત્યાંસુધી ઘટવા દે છે, ને પછી ખરીદી લઇ હમેશ રાખી મૂકે છે. (૨ જા

અને ૩ જા ક્રમ વચ્ચેનો તફાવત રોકનારના વિચાર અને વર્તનમાં સમાયેલો છે. )

### ૪—રોકનાર, પણ વળી એથી અધિક અંશે સટ્ટાકર.

આ માણસ ૩ જા ક્રમમાં લખ્યું તેમ વર્તે તો છે, પણ તદુપરાન્ત, જ્યારે ભાવ તેના અડસટ્ટા પ્રમાણે ટેકની મર્યાદા સુધી વધી ગયા હોય છે ત્યારે વેચી નફો ખાય છે. વળી પાછો તળિયે ભાવે ખરીદી રાખે છે. આમ કરવાથી નફો મળે છે તેમજ કંપની તરફથી અનેકવાર વ્યાજ પણ તેને મળી ચુકયાં હોય છે. (૩ જા અને ૪થા ક્રમ વચ્ચેનો તફાવત રોકાણની નિત્યતા અને અનિત્યતામાં સમાયેલો છે.)

### ૫—સટ્ટાકર, પણ અમુક અંશે રોકનાર.

આ માણસ ૪થા ક્રમમાં લખ્યું તેમ વર્તે તો છે, પરન્તુ તેનું નાણું ઉછીકું હોય છે, જે ઘણું ખરૂં બેન્કમાંથી ૦ા-૦ાા ટકાનું વ્યાજુકુ હોય છે. આ માણસ માત્ર ભાવોની વધઘટનોજ લાભ લેવાના ઇરાદાથી શેરોમાં નાણું રોકી રાખે છે. (૪થા અને ૫મા ક્રમ વચ્ચેનો તફાવત રોકેલું નાણું પોતીકું છે કે ઉછીકું છે તેમાં, અર્થાત્ રોકેલાં નાણાંનું વ્યાજ પોતે ખાય છે કે આપે છે, તેમાં સમાયેલો છે.)

### ૬—સટ્ટાકર, ને એથી ઓછે અંશે રોકનાર.

આ માણસ ૫ મા ક્રમ પ્રમાણે બેન્કમાંથી નહિ પણ બજારમાંથી બદલારૂપે વ્યાજ આપીને લીધેલા શેરનો તેજીનો વેપાર ચાલુ રાખે છે. કોઇ સવાલ કરશે કે આ માણસ કાંઇ નાણું રોકતો નથી-પણ નહિ. તે રોકે છે એવી રીતે કે વ્યાજ ખાઉં, મંદીનો બદલો કરનારા શરાફો પાસે માલ ઠેકાણે પડાવી નાણું, રોકાવીને. આ માણસને દર મહિને ૧-૧ાા ટકાનું અગર વધારે વ્યાજ દલાલી આપવી પડે છે. બેન્કની સહાય જે લે છે તેણે

પોતાનું નાણું ત્રીજા કે ચોથા ભાગનું રોકવું પડે છે, જ્યારે બજારમાં માત્ર સાતમા કે આઠમા ભાગનું નાણું રાખવું પડે છે. અર્થાત્ માત્ર ભાવની હેર ફેર પ્રમાણે ફરક ( difference ) આપવો પડે છે. આ ફરક કોઇ મહિને આપવો પડે છે અગર કોઇ મહિને મળે પણ છે, આથી એકંદરે ટેક ઘટયા પછી લીધેલા શેરના ભાવનો માત્ર સાતમો કે આઠમોજ ભાગ રોકવો પડે છે. બેન્કની સહાયથી લે તો સટ્ટો પોતાના ગજાજ પ્રમાણે થાય છે, જ્યારે બજારના બદલાની સહાયથી કરે છે તો ઘણીવાર બને છે .તેમ ગજા ઉપરાન્ત થાય છે. ( ૫ મા અને ૬ ઠા ક્રમ વચ્ચેનો તફાવત, પોતાનો વેપાર ગજાપ્રમાણે કે ગજા ઉપરાન્ત થાય છે. તેમાં, અથવા એક શેર વાસ્તે માત્ર એક વાર કે વારંવાર દલાલી આપવી પડે છે તેમાં, સમાયેલો છે. આ માણસના કાર્યમાં ૯૫ ટકા સુધી સટ્ટાનું તત્વ હોય છે.)

## ( ૭ )—બીલકુલ સટ્ટાકર.

આ માણસ એકતરફી વેપાર નથી કરતો. આજે તેજીમાં તો કાલે મંદીમાં. ઉસ્તાદ સટ્ટાકરોને બન્ને બાજુએ પાસા પોબાર પડે છે. ઘણું ખરૂ ફત્તેહમંદ સટ્ટાકરોને એકંદરે ઘી કેળાં મળતાં હોવાથી બીલકુલ ઘરનું નાણું, શેરમાં રોકવું પડતું નથી. તેમનું નાણું, રોકાણમાં બીલકુલ જતું નથી. ઘરનું નાણું એટલે સટ્ટો આદર્યો તે પહેલાંનું પોતાનું એકંદર નાણું તે. પરન્તુ સટ્ટામાં સંપાદન કરેલું નાણું આ ઠેકાણે ઘરનું નાણું નહિ ગણવું. આથી જણાશે કે શુદ્ધ રોકનારને ઘરનું નાણું ભાવ પ્રમાણે સંપૂર્ણ રોકવું પડે છે, જ્યારે બીલકુલ સટ્ટાકરને ઘરનું નાણું શેરમાં બીલકુલ રોકવું પડતું નથી.

આથી કોઇને એમ જણાશે કે રોકનારના નાગરિક તરીકેના હક્ક હક્કના છે જ્યારે સટ્ટાકરના હરામના છે, કારણ કે સટ્ટાકર

દેશમાં નથી ધન રોકતો કે નથી મહેનત કરતો. આથી કોઇને એમજ લાગશે કે સટ્ટાકર, દેશનું ટુકડાખાઉ, ભોજનભટ્ટ જેવો, વૃક્ષના વેલા જેવો, પરોપજીવી પ્રાણી છે. આ એક સમજ ફેર છે.

વળી કોઇને અર્થશાસ્ત્રની દૃષ્ટિયે. વેપારી, મજુર અને સટ્ટાકર વચ્ચે નીચે પ્રમાણે તફાવત લાગશે. જો કે તેમાં પણ એક સમજ-ફેર છે. વેપારી છે તે દુકાન માટે અમુક વસ્તુઓ ખરીદી ધન રોકે છે, એટલુંજ નહિ પણ મહેનત પણ દુકાને બેસી કરે છે, જ્યારે સટ્ટાકર આમાંનું કશું કરતો નથી. વેપારી જો કે ઉત્પાદક નથી છતાં ઉત્પાદકત્વને સહાયકર્તા થઇ પડેછે, તેટલે અંશે તે ઉત્પાદક ગણાય; પણ સટ્ટાકર સટ્ટા ખેલી જીવન ગુજારે છે, જેથી તે વિનાશક ગણાય, કારણકે તે ઉત્પાદકત્વને સીધી રીતે સહાય કર્તા થવાને બદલે આડકતરી રીતે હાનિકર્તા થઈ પડે છે. તે પૃથ્વી પરનો એક ભાર છે. તેના કરતાં એક મજુર ખરેખર માનને પાત્ર છે. મજુરને માન્ય ગણીએ એટલુંજ નહિ પણ પૂજ્ય ગણીએ તો પણ કેવળ સટ્ટાકર હડધુત કરવાને પાત્ર છે. મજુર શુદ્ધ ઉત્પાદક છે. આથી વેપારી કરતાં પણ મજુર વધારે ઉત્પાદક છે. મજુરની મજુરી કર્મક (ઉત્પાદક ) છે જ્યારે વેપારીની મુડી કર્માશ્રય (passive) છે. પ્રથમ મજુરી હતી તો મુડી ઉત્પન્ન થઇ. છતાં એકંદરે. મજુર અને વેપારી ઉભય ઉત્પાદક છે, જ્યારે સટ્ટાકર નથી મુડી રોકતો કે નથી મહેનત કરતો, તેથી તે તિરસ્કરણીય ગણાય.

આ ઉપલી સમજફેર, બે પ્રકારના સટ્ટાકરના અભેદને લીધે ઉભી થઈ છે. સટ્ટાકર બે પ્રકારના છે, એક તો ખંડક અને બીજો મંડક, ઉપલી ટીકા માત્ર ખંડક (destructive )સટ્ટાકરને લાગુ પડે છે. સટ્ટા કેટલેક અંશે મંડક (constructive) છે, તેની સમજણ

પછીના પ્રકરણમાં આવશે. વળી ઉપલી ટીકામાંથી સાર એ નીકળે છે કે ઉત્પાદક ધંધા વગરના કોઈ મનુષ્યને સટ્ટો કરવાનો હક્ક નથી.

લૌકિક દૃષ્ટિએ પણ સટ્ટાકર બે પ્રકારના છે. દુનિયાદારી રીતે જોઇએ છીએ તો જે માણસ સટ્ટામાં ઘણું કમાય છે, તે વેપારી તરીકે ( સંસારમાં પસાર થાય ) ગણાય છે, અને જે ગુમાવે છે તે ( જુગારીના અર્થમાં) સટોડીઆઓ ગણાય છે. આ પણ દુનિયાદારીની વિલક્ષણતાઓમાંની એક છે હો. તેનું મૂળ કારણ ખૂમારીભર્યા જનસ્વાર્થમાં અને ખુશામતિયા જનસ્વભાવમાં દેખાઈ આવે છે. કમાયેલો ઉપયોગી થઈ પડશે જ્યારે ખુવાર થયેલો નકામો છે—એવી બેમાલુમ માન્યતા લાગતા વળગતા જન ધરાવે છે. આ ઉપરથી જણાશે કે સટ્ટાકર બે પ્રકારના છે; એક તો કમાતો માટે "વેપારી" સટ્ટાકર અને બીજો ગુમાવતો માટે "જુગારી" સટ્ટાકર. આ પણ એક સમજફેર છે.

આપણે ઉપર લખી ગયા તેમ સટ્ટાકર બે પ્રકારના છે. મંડક સટ્ટાકરને આપણે **સટ્ટાબાજ** અને ખંડક સટ્ટાકરને આપણે **સટ્ટાખોર યાને સટોડિયા** કહીશું. આ બન્ને પ્રકારના વેપારી અને જુગારી સટ્ટાકરો કમાવે અગર ગુમાવે છે.

ખરા સટ્ટાબાજ તેજ કે જે ગરીબને મારી ન નાંખે, નહિ તો બાકી તેઓ સટોડિયા અર્થાત્ જુગારી કાં કે તેઓ ગમે તે પ્રકારે માત્ર ધન કમાવાની બદદાનતથીજ સટ્ટો ખેલે છે. જે સટાબાજ એક બાજુએ ઉધ્ધત અગર બીજી બાજુએ મરણીયો બને તે તેટલે અંશે સટોડિયો યાને જુગારી ગણાય.

**સટાબાજમાં શું જોઇએ?** સટાબાજ કાંઇ અમસ્તા નથી થવાતું. એક તો પંડિતનું જ્ઞાન જોઇએ, એક તો રાજદ્વારીની ખટપટ શક્તિ અને એક તો નટની સ્મરણ શક્તિ જોઇએ; એક તો

જાદુગરની ચપળતા, અને એક તો ગણત્રીબાજની તકસાધકતા, એક તો કવિની કલ્પના અને એક તો ફીલસુફની તર્કશકિત જોઇએ; એક તો યોધ્ધાની હીમત અને એક તો વિજ્ઞાનશાસ્ત્રીની ધીરજ જોઇએ; એક તો યોગીના (જેવી નહિ તો) જેટલી સંતોષધારણ શકિત જોઇએ ને છેવટે એક તો ઉત્તમ પુરૂષનું જીવનચારિત્ર્ય જોઇએ !

**સટોડિયામાં** શું જોઇએ ? સટોડીઆ કાંઇ અમસ્તા નથી થવાતું. એક તો પોપટનું જ્ઞાન જોઇએ; એક તો શિયાળની ખટપટ શકિત અને એક તો હાથીની સ્મરણ શકિત જોઇએ; એક તો વાંદરાની ચપળતા, એક તો બીલાડાની તકસાધકતા અને એક તો ઉંદરની તર્કશકિત અને સમયસૂચકતા જોઇએ; એક તો ઘોડાની હીમત અને એક તો ગધેડાની ધીરજ જોઇએ; એક તો સિંહના (જેવી નહિ તો) જેટલી સંતોષધારણ શકિત જોઇએ ને છેવટે એક તો મનુષ્યનું ઉત્તમ શરીર જોઇએ !

અમુક વ્યકિત કેટલે અંશે સટાખોર છે, તે કહી શકવું અત્યંત કઠીન છે. દુધમાં જળ કેટલું છે તે જાણવાનું માપકયંત્ર આવે છે પણ સટ્ટામાં જુગારનું તત્વ કેટલું છે તે દરેક વ્યકિતના વેપાર ઉપર આધાર રાખે છે.

શુદ્ધ તારવણી કરનારને વામન સટ્ટાબાજ લેખી શકાય. શેર બજારમાં જો આવા દરેક શેરના બજારમાં એક એક વામન સટ્ટાબાજ હમેશ લે–વેચ કર્યા કરે તો ખોટું નહિ, કારણ કે દલાલોના, તેથી ઘરાકોના, સોદા જલ્દી ઉતરી શકે છે.

---

# પ્રકરણ ૧૮ મું

———:o:———

## સટ્ટો.

**સટ્ટો** એટલે **અડસટો**. સટ્ટાનો બીજો અર્થ **જુગાર** પણ થાય છે. પ્રથમને આપણે "વેપારી સટ્ટો" કહીશું. દ્વિતીયને આપણે "જુગારી સટ્ટો" કહીશું. પ્રથમ મંડક છે જ્યારે દ્વિતીય ખંડક છે. આધુનિક જમાનામાં ઘણા ખરા સવ જાણીતા ધંધાઓમાં સટ્ટા વિના ચાલતું નથી. સટ્ટામાં રમતનું તત્વ અમુક અંશે હોવાથી સર્વ કોઇને સટ્ટો પ્રિયકર થઈ પડે છે. ઉપરોક્ત "રમતનું તત્વ" ઘણીવાર જુગારી પણ હોઈ શકે છે. છેતરવું અને જુગાર રમવો—આ બન્ને કાર્ય મનુષ્યજાતિના સ્વભાવિક અવગુણ છે. આ બન્ને અવગુણ આધુનિક સમયે વેપારમાં દૃષ્ટિગોચર થાય છે. અસલના વખતમાં કૈકેયીએ જો દશરથને છેતર્યા નહોત અને **પાંડવો** જુગાર રમ્યા ન હોત તો **રામાયણ** અને **મહાભારત** તદન જુદાંજ રૂપ ધારણ કરત. જુગાર એટલે જોખમી રમત, જેમાં હારજીતનો આધાર માત્ર કીસમત ઉપરજ રાખવામાં આવે છે. નશીબ અજમાવવા ખાતર અગર નશીબ ઉપર આધાર રાખી સટ્ટો કરવો તે જુગાર નહિ તો બીજું શું ?

શેરના વેપારમાં ધન રોકાણનું તત્વ વિશેષ હોવાથી કોર્ટમાં શેરના વેપારને જુગારમાં ગણાવવો અત્યંત મુશ્કેલ થઈ પડે છે, જો કે ખાંડી બજારના વેપારને જુગારમાં ગણાવવો અત્યંત સહેલ હોઈ શકે છે. જેમાં માલની આપ લે (delivery) થાય તે કાર્યને કોર્ટમાં જુગાર ન ગણાય.

બજારની પારિભાષિક રીતે બોલીએ તો સટ્ટો એટલે **વાયદો,** પણ એટલું ખરૂં કે જે બજારમાં વાયદાનું કામકાજ નથી ચાલતું ત્યાં પણ સટ્ટો જોશમાં ચાલી શકે છે. જેમકે ન્યુયોર્કના શેરબજારમાં વાયદો નથી છતાં સટ્ટો ધમધોકાર ચાલે છે. વળી મુંબઈની કાપડબજારમાં ધમધોકાર સટ્ટો ચાલે છે. આ ઉપરથી જણાશે કે વાયદો હોય તોજ સટ્ટો ચાલે તેમ નથી.

વેપારીને અડસટ્ટવું આવશ્યક છે. ધારો કે એક માણસને કાપડની દુકાન છે, ને જથ્થાબંધ માલ ખરીદવાને કાપડબજારમાં જાય છે, ને ત્યાં માલની કિંમત પારખતાં ન આવડે તો ખોટ જાય. વળી તે વેપારીને એટલું પણ વિચારવું પડે છે કે હાલના સંજોગો જોતાં અને ભવિષ્યના સંજોગો વિચારતાં અમુક ભાવે માલ લેવો કે નહિ. ભવિષ્યમાં ભાવ વધશે કે ઘટશે તેનો અડસટ્ટો કરવો પડે છે. ભવિષ્યમાં માલ વધશે તો ભાવ વધશે અને માલની છત થશે તો ભાવ ઘટશે, જેથી વેપાર ઓછો થશે, વિગેરે વિગેરે અડસટ્ટા કરવા પડે છે. આથી જણાશે કે દરેક વેપારીને વિચારરૂપે અડસટ્ટા કરવા પડે છે, ને જો તે વિચાર વર્તનમાં પરિણામ પામે તો તે સટ્ટો કર્યો કહેવાય; વિચારમાં થાય તે અડસટ્ટો અને વર્તનમાં થાય તે સટ્ટો. આ **શુદ્ધ** પ્રકારનો વ્યાજબી **સટ્ટો** ઘણું ખરૂં બેમાલુમ અને આડકતરો હોય છે, પણ આ પ્રકારના સટ્ટામાં વેપારીઓને અનેક અગવડો રહેછે; એક તો મોટી મુડી રોકવી પડેછે, વળી જથ્થાબંધ માલની વારંવાર હેરફેર કરવી પડે છે. આવી અગવડો દૂર કરવા તેમજ સગવડ વધારવા વિવધ પ્રકારનાં ગોટાં બજારોમાં "વાયદા" નું કામ ચાલેછે.

**વાયદાના** બજારમાં માલની આપલે નહિ જેવી થાય છે, જ્યારે ફરકની લેવડ દેવડ ગંજાવર પ્રમાણમાં થાય છે. માલને નામે અને

અહાને માત્ર ફરકનાં નાણાંની લેવડદેવડ જે વેપારમાં થાય છે તેને આપણે **બીલકુલ સટ્ટો** કહીશું. આ બીલકુલ સટ્ટાની અંદર વેપારી તત્વ કેટલું અને જુગારી તત્વ કેટલું છે તે દરેક સટ્ટાકર વ્યકિતના ઉપર આધાર રાખેછે.

ઘણીવાર એવા પણ પ્રસંગ આવે છે કે ભલભલા સટાબાજ પણ સટોડીઆ (જુગારી) બની જાય છે. સટાબાજ બે પ્રકારના હોય છે, તેજીબાજ અને મંદીબાજ. સટોડીઆ બે પ્રકારના હોય છે, તેજીડા અને મંદીડા. કોઇપણ વ્યકિતના શેરના વેપારમાં કેટલા પ્રમાણમાં સટ્ટાબાજી (વેપારી તત્વ) અને કેટલા પ્રમાણમાં સટ્ટાખોરી (જુગારી તત્વ) છે તે કહી શકવું અત્યંત મુસ્કેલ છે, જો કે સાચા (વેપારી) સટ્ટાની કસોટી, તેમાં રહેલું ધનરોકાણનું તત્વ છે.

સટ્ટાની એક લાભકારી અસર એ થાય છે કે તે ભાવને એક-સરખી સપાટી ઉપર રાખી શકે છે. જે શેરમાં સટ્ટો નથી તેના લેવાલ વેચવાલના ભાવ ૫૦-૧૦૦ ફેરે બોલાય છે, જ્યારે જેમાં સટ્ટો છે તેના ભાવ માત્ર ૨ાા ફેરે બોલાય છે. આ ઉપરાન્ત અન્ય કીસમના બજારોમાં પણ આ પ્રમાણે વસ્તુઓના ભાવ એક-સરખા સટ્ટાને લીધે રહે છે. મુંબઈ બેન્કના દર જે એક સરખા રહે છે તે તેના કાર્યવાહકોના અડસટ્ટાને લીધે હોઈ શકે. હવે એક પ્રશ્ન ઉદ્દભવે છે અને તે એ કે શેરબજારમાંનો હાલનો સટ્ટો ભાવોને એક-સરખા રાખવાને બદલે ઉલ્ટાં વધારે મોટાં ઝોલાં ખવરાવે છે. આનું કારણ એ છે કે આપણાં શેરબજારોમાં સટાબાજ કરતાં સટાખોર અત્યંત પ્રમાણમાં વધારે છે, અર્થાત્ વેપારી સટ્ટા કરતાં જુગારી સટ્ટો વિશેષ ચાલે છે. આધુનિક સમયમાં સટ્ટામાં, વેપારી કરતાં જુગારી તત્વ વધતું જાય છે. બન્ને તત્વોનું સટ્ટામાં એટલું બધું ગુંચવાણભર્યું મિશ્રણ

ચયેલું હોય છે કે, બન્ને નિરાળા પડી શકે તેવા ઉપાય શોધવો માત્ર શેખચલ્લીના વિચાર જેવો થઈ પડયો છે. મુંબઇની જુની શેરબજારમાં જ્યારે શેરોના ભાવમાં બબ્બે દિવસમાં પાંચસા પાંચસો રૂપીઆ વધતા ગયા ને મોટા ઉછાળા આવ્યા ત્યારે સર્વ શેરોના ભાવો બાંધવામાં આવ્યા હતા અને વાયદાનું કામકાજ સને ૧૯૧૯ની આખરમાં બંધ પાડવાને ઠરાવ કરવામાં આવ્યો હતો. પરન્તુ છેવટે વાયદો ખોલી નાંખવો પડયો. આ બાબતની ટીકા કરતાં એક પારસી દલાલ ભાઇએ વ્યાજબી ટાંકી બતાવ્યું હતું કે, "Hasty attempts to control speculation by simple enactment have invariably proved either futile or mischievous" —Marshal તેમજ, "The trade in futures, when carried on properly, is a blessing to both the producer and the consumer"— Blackman.

સટ્ટાકરોને એક જણ જેવી તેવી ભલામણ કરે છે કે ભાવોમાં મોટા ઉછાળા ન આવે તેમજ એકદમ ગગડાવી ન દેવા. જો કોઇ શેરમાં સાતસો આઠસો વધારવા હોય તો પ્રથમ બસો વધારવા, પાછા સો ઘટે પછી બસો વધે, તેવી રીતે જો આસ્તે આસ્તે કાચબાની ગતિથી ભાવો વધે (અગર ઘટે) તો ઠીક કહેવાય.

સટ્ટાથી રોકનારને ઉત્તેજન મળે છે. રોકનારથી ઔદ્યોગિક સાહસને ઉત્તેજન મળે છે. સટ્ટાકરને પોતાને, સાહસ સટ્ટામાં ખેડવું પડે છે. આ ઉપરથી જણાશે કે સટ્ટો સાહસનો દૂધભાઇ છે, સાહસ કરે છે અને સાહસ કરાવે છે.

રોકનારથી સટ્ટાને ઉત્તેજન મળે છે. જે શેરો રોકનારી આલમના માનીતા થઇ પડે છે, તેમાંજ માત્ર સટ્ટો ચાલે છે. તેવીજ રીતે જે

શેરોમાં સટ્ટો ચાલેછે તેમાં રોકનાર હાથ ઘાલવા લલચાય છે. કેટલાક જન ભાવ વધશે તેવી આશાએ તેજ કંપનીના શેરો પસંદ કરે છે કે જેના કાર્યવાહકો સટ્ટાકર હોય છે. છેવટે એ તો દેખીતું છે કે રોકનાર તેમજ સટ્ટાકર બન્નેને ઉત્તેજન આપનાર શેરદલાલ છે.

શેરબજાર ઘણાઓને એવું તો આનંદદાયક કમાવાનું સાધન લાગે છે કે પોતાનો ચાલુ ધંધો ધાપો એક કોરે મેલી, જલ્દી જલ્દી ધનવાન થવાની આશાએ શેરનો સટ્ટો ખેલવાને લલચાય છે. પણ જેટલું દેખીતું સહેલ લાગે છે તેટલુંજ કરતી વખતે મુશ્કેલ છે એમ લેમ્બર્ટ કહેછે.

હાલના વખતમાં શેરબજારનો ધંધો એટલો બધો લોકપ્રિય થઇ પડયોછે કે સર્વ કીસમના ધંધાર્થીઓનો, કોટમાં હમેશ ખરે તડકે, મેળો ભરાય છે, તેમાં બારીસ્ટરો, વકીલો, વિદ્યાર્થીઓ, પ્રોફેસરો, કલાર્કો, નાના મોટા વેપારીઓ, દલાલો. અને શ્રીમંતો અને લેખકો—સર્વ પ્રકારનાં મનુષ્યો દૃષ્ટિગોચર થાય છે; એટલુંજ નહિ પરન્તુ કવિયો પણ " સનમ "ને શોધવાનું ભુલી જઇ શેરબજારમાં " ધન "ને ઢૂંઢે છે. કઇ સ્ત્રીને રૂપાળા દેખાવાની ઇચ્છા નહિ થતી હોય ? કયા પુરૂષને પૈસાવાળા થવાની ઇચ્છા નહિ થતી હોય ? હાલના જમાનામાં લોકના લોભને થોભ નથી. ઘણીવાર ગરીબ કરતાં શ્રીમંત વધારે લોભી હોયછે. સંસ્કૃતમાં એક કહેવત છે કે निःस्वोऽप्येकशतं, शती दशशतं, सोऽपीहलक्षं, लक्षेशः क्षितिराजताम । અર્થાત્ નિર્ધન સો રૂપીઆ ઇચ્છે છે, સો વાળો હજાર ઇચ્છે છે, હજારવાળો દશહજાર ઇચ્છે છે, દશહજારવાળો લાખ ઇચ્છે છે. લાખવાળો કરોડ ઇચ્છે છે, કરોડવાળો અબજ ઇચ્છે છે.

શેરબજારમાં ફત્તેહ મેળવવી તે બીન-અનુભવી માણસોનું કામ નથી, અને માત્ર લાયક પ્રકૃતિવાલા તેમજ તાલીમ પામેલાઓજ કાંઇક સારૂં કરવાને આશા રાખી શકે એમ લેમ્બર્ટ લખે છે. સટ્ટો ખેલનારમાં તર્કજ્ઞાન, દ્રવ્યવિષયી જ્ઞાન, શાન્ત મિજાજ ને ઘડિઘડિયે આવતા આવેશોને અંકુશમાં રાખવાની શક્તિ તો હોવાંજ જોઇએ. કોઇ શેરના ભાવ વધશે કે ઘટશે તે અગમચેતવાને ખાતર એટલું તો આવશ્યક છે કે તે શેરના ભવિષ્યને લગતી, અંદરની સ્થિતિને લગતી અને બજારના સંજોગને લગતી બરાબર બાતમી મેળવવી. મોટા ખેલાડીઓ અનેક પ્રકારની નવી નવી કળવકળ વાપરે છે, તે અજાણ્યાઓના માર્ગમાં જોખમકર્તા થઇ પડે છે. ઘણીવાર સાચી ખોટી અફવાઓ ફેલાવે છે કે વર્તમાનપત્રોમાં આડે માર્ગે દોરનારી દ્વિઅર્થી વિગતો છપાવે છે. ઘણીવાર બજારના સટ્ટાના સાધારણ થઇ પડેલા નિયમથી અવળા ચાલે છે. તેઓ અનેક પ્રકારની ભ્રમણાઓ પ્રસરાવે છે. આ સર્વ બાબતોનો અનુભવ નવીન સટ્ટાકરોએ તેમજ ઝટકમાઉ અદુકદફુકીઆઓએ ગરજ હોય તો પ્રથમ લેવો જરૂરી છે એમ તે લેખકનું માનવું છે.

હર કોઇ વેપારીએ શેરબજારના રોજગારને સમજવો જરૂરી છે. પરન્તુ એટલું કહેવું પડશે કે ઘણા શ્રીમંતો શેરબજારમાં આવીને દારૂખાનું ફોડી ગયા છે, અર્થાત્ ધનનો ધુમાડો કરી ગયા છે.

તારવણી જો કે વ્યાજબી સટ્ટાનું ટૂંકજીવી લઘુ સ્વરૂપ છે, છતાં તેના વિના બજાર ચાલવો કઠીન હોવાથી, તે દલાલો વચ્ચેની દલાલી કહી શકાય ખરી.

---

# પ્રકરણ ૧૯ મું.

—:o:—

## ભાવોમાં વધઘટ.

**मन: एव मनुष्याणां क्षयवर्धनकारणम् ।**

શેરના ભાવો વેચવાલ કરતાં લેવાલ જો વિશેષ હોય તો વધે છે, અને લેવાલ કરતાં વેચવાલ વધારે હોય તો ઘટે છે. પરન્તુ ખરૂં પૂછો તો એ નિયમ કરતાં આ નિયમ વધારે સત્ય છે કે, લેવાલ વિશેષ છે કે વેચવાલ વિશેષ છે–તેવી લોકની માનસિક કલ્પના અગર ધારણા ઉપર વધઘટનો આધાર રહે છે. એમ હારટલી વીધરસ કહે છે. ધર્મમાં જોઇશું તો બન્ધ અને મોક્ષનું કારણ માત્ર મન છે; દુનિયામાં જોઇશું તો સુખ અને દુઃખનું કારણ માત્ર મન છે; તથા વેપારમાં જોઇશું તો પણ ભાવોની વધઘટનું કારણ માત્ર મન છે. લોકનાં મનને એમ લાગશે કે અમુક શેર સારો છે તો એની લેવાલીથી ભાવ વધશે. લોકના મનમાં એમ આવશે કે અમુક શેરમાં કાંઇ નથી તો એની વેચવાલીથી ભાવ ઘટશે.

ઘણું ખરૂં લોકનાં મન (ચલિત હોવાથી) સ્વતંત્ર નથી રહેતાં, પરન્તુ ખેલાડીઓને અનુસરે છે. અમુક શેર જો કોઇ ખેલાડી (સટાબાજ કે સટાખોર) ઉપાડશે તો પછી ભલે તે શેર નકામો હોય છતાં લોક તે શેરો લેવા મંડશે. લોકનાં મનને એવું સુઝાડવું જોઇએ કે અમુક શેર લેવા સારા છે, ને તેમ જો થાય તો લોક લેશે ને તેજીવાળા તથા તેજીડાઓ ફાવશે. તેવીજ રીતે મંદીવાળા અને મંદીડાઓ ફાવશે.

સટ્ટામાં લેવાલી તેમજ વેચવાલી ખોટી હોઈ શકે છે, એટલે માલની હેરફેર કર્યા વિના માત્ર ફરકનાં નાણાંની લેવડદેવડ કરવા, ભાવ ખાવાની મતલબથી, શેરો લે-વેચ થઈ શકે છે. કેટલાએક એમ સમજે છે કે ખોટાં વેચાણ કરતાં ખોટાં લેણ વધારે વ્યાજબી છે, આ એક ભ્રમણા ને સમજફેર છે. ખરૂં પૂછો તો બન્ને એકસરખાં વ્યાજબી છે અગર એકસરખાં ગેરવ્યાજબી છે. ખોટાં લેણવાળા વેચવાનાજ છે અને ખોટાં વેચાણવાળા લેવાનાજ છે. ઘણીવાર ઉલટું, ખોટાં વેચાણવાળા બજારને ઉપયોગી થઈ પડે છે, કારણકે ખોટાં લેણવાળા બજારની સ્થિતિ નબળી કરનારા છે ને, જ્યારે કાંઇ ખરાબ સમાચારથી વેચવા આવે છે ને બજાર તૂટે છે ત્યારે માત્ર ખોટાં વેચાણવાળા બજારને ટેકવી શકે છે, અને બજારની સ્થિતિને વધારે જોખમમાં આવતાં બચાવે છે. એટલું પણ ખરૂં કે ઘણીવાર ખોટાં વેચાણના પ્રતાપેજ બજારમાં ખેલો કરનાર ફાવીજાય છે.

ખેલો (corner) તેને કહે છે કે મૂળ કરતાં ઉપરાન્ત સંખ્યાના શેરો જેમાં લેવાય તે કાર્ય. ધારો કે એક મીલકંપનીના ૫૦૦૦ શેરો છે ને કોઇ ખેલાડી બજારમાં આસ્તે આસ્તે બેચાર માસ દરમ્યાન એકંદરે તેજ કંપનીના ૧૦૦૦૦ શેરો લઇ બેઠો. ત્યારે એટલું તો દેખાતું છે કે બજારમાં કાંઇ નહિ તો ૫૦૦૦ શેરોનું ખોટું વેચાણ તેમજ ખોટું લેણ થઇ ચૂક્યું છે. હવે તે ખેલાડી ગમે તે ભાવ બોલાવી શકે. આને ખેલો કહેવાય છે. ઉપરોક્ત ખેલોને આપણે **જુગારી ખેલો** કહીશું. જો પૂરેપૂરી, પણ વધારે નહિ, એટલી સંખ્યાના શેરો એકહાથ કરવામાં આવે તેને આપણે ગણત્રીબાજ **વ્યાજબી ખેલો** કહીશું. આ વ્યાજબી ખેલાની સામે પણ કેટલાકનો વિરૂદ્ધ મત હોય તો નવાઇ નહિ. જો કોઇ શેર સારો ને સદ્ધર લાગવાથી એકંહાથ નહિ પણ અનેકહાથ થાય, એટલે ગામલોક

અને રોકનારી આલમ સર્વ મળીને અજાણતાં તે શેરની મૂળ જેટલી અથવા વધારે સંખ્યાના શેરો બજારમાંથી ઉપાડે તો તેને આપણે **કુદરતી ખેલો** કહીશું. ઘણીવાર પ્રથમ, જુગારી ખેલો થાય છે અને પછી દેખીતો કુદરતી ખેલો અનુસરે છે, જે વખતે મોટા સટોડીઆઓ નીકળી જાય છે.

મૂળ કરતાં ઉપરાન્ત સંખ્યામાં શેરોની લેવેચ જે કાર્યમાં થાય છે અને જો તેમાં તેજીવાળા ફાવે છે તો તેને આપણે "ખેલો" ગણ્યો છે; પણ તેજ કાર્યમાં મંદીવાળા જો અન્ય સંજોગો વખતે ફાવે તો તેને આપણે "મૅલો" કહીશું. આ મૅલો ઘણું ખરું મૅલાના સમાચાર આવે છે ત્યારે થઈ શકે છે. "ખેલો" થાય છે ત્યારે પાછળથી વેચાણ કપાય છે ને શેરો લેવાય છે; તેવીજ રીતે મૅલો થાય છે ત્યારે પાછળથી લેણ કપાય છે અને શેરો મેલાય (વેચાય) છે. ખેલો કરનારા ફાવે છે પણ મૅલો કરવો ભારે પડી જાય છે. ખેલો બહુધા કૃત્રિમ હોય છે જ્યારે મૅલો સર્વથા કુદરતી હોય છે.

## વધઘટનાં સામાન્ય કારણો.

(૧) કમ્પની તરફથી **સંભવિત વ્હેંચણી**. (ઉદ્યોગ).

(૨) **ખરી લેવાલી** અને **વેચવાલી.** (ધન રોકાણ).

(૩) **ખોટાં લેણ** અને **વેચાણ** (**સટ્ટો**).

(૪) **નાણાંની** છૂટ કે **ભીડ** (**વ્યાજનો** દર).

વધઘટનાં કારણો અનેક હોય છે, જેવાં કે હુંડિયામણ, લડાઈનો મામલો, હડતાલ, મોંઘવારી, સોંઘવારી, સુકાલ, દુષ્કાલ, કર–વેરો, અફવા, નવીન સમાચાર ઇત્યાદિ. પરન્તુ મૂળ કારણો તો ઉપલાં ચાર છે. કોઈપણ શેરની વધઘટનો આધાર ખાસ કરીને તેની સંભવિત વ્હેંચણી

ઉપર રાખે છે. કમ્પની શું વ્હેંચણી આપી શકશે તે તેના ઉદ્યોગ ઉપર આધાર રાખે છે. સંભવિત વ્હેંચણીની શુભાશા કે નિરાશાને લીધે સટ્ટાકરો તેજીમાં કે મંદીમાં હોય છે. સટ્ટાને લીધે ઘણીવાર ભાવોમાં અત્યંત વધઘટ થાયછે. આ વારંવાર થતી વધઘટ માત્ર ઉપલકીયાં મોજાં જેવી છે, પરન્તુ ભાવોની અંતરસ્થ સપાટી ધનરોકાણ ઉપર આધાર રાખે છે. નાણાંની છૂટ હોય છે તો શેરોના ભાવ વધે છે ને ભીડ હોય તો ઘટે છે.

નાણું મોંઘું છે કે સસ્તું, તેનો આધાર નાણાંની છત અને તંગી ઉપર રહે છે. છત હશે તો વ્યાજનો દર ઘટશે અને તંગી હશે તો દર વધશે. નાણાંની છત છે કે અછત તે **મુંબઇ બેન્કના** દર ઉપરથી જણાય છે. તે ઘણીવાર અને ઘણું ખરૂં બદલાના ગાળા ઉપરથી પણ જાણી શકાય છે, પણ કોઇવાર નથી જાણી શકાતું. શેરબજાર અને નાણાંબજાર વચ્ચે ઘાડો સંબંધ હોવાથી પહેલાં પૂરવણીપત્રકના અંતે નાણાંબજારનો વિષય ચર્ચ્યો છે તે વાંચવાથી વિશેષ માહીતિ મળશે. મુંબઇ બેન્કના દર છેલ્લાં ૩૫ વર્ષના બીજા પૂરવણીપત્રકના આરમ્ભમાં આપેલા છે. ભાવોની વધઘટનુ ધોરણ ત્રાજવાની ચલાયમાન ગતિનો અભ્યાસ કરવાથી ઘણે ભાગે સમજાશે.

## વધઘટનો લાભ લેવાના કેટલાક નિયમો.

૧–નુકશાને કાપો અને નફે બેસી રહો. ૨–ઘટે ભાવે લ્યો અને વધે ભાવે વેચો. ૩–બજાર બહુજ ઘટી ગયો હોય અને અમુક પોઇન્ટની આસપાસ અટકયો હોય તો પછી ભાવ વધશે. ૪–તેવીજ રીતે બહુજ વધીને અમુક પોઇન્ટે અટકયો હોય તો પછી ઘટશે. ૫–બજાર અનહદ વધી ગયો હોય તો વેચો ને ફરી વધે તો ફરી વેચો કે જ્યાં સુધી ભાવ ગગડે. ૬–મોટા

ગભરાટના વખતમાં ભાવો પુષ્કળ ઘટી ગયા હોય તો ખરીદો. ૭–**રાશ** કરવાની રીત ઠીક છે. જ્યારે ખરીદવું હોય તો એક પછી એક ઘટતે ઘટતે ભાવે ખરીદો, તેમ વેચવું હોય તો વધતે વધતે ભાવે વેચ્યા કરો, અને છેવટે પછી બજાર જ્યારે ઉલટાય ત્યારે નફેથી વેપાર સરખો કરી લ્યો. ૮–બજારમાં જો તમે ખરીદો ને પછી ભાવ વધે તો બીજા ખરીદો, અને એક પછી એક ખરીદતા જાઓ ને જ્યારે બજાર ઉલટાઈ જાય ત્યારે નફે સર્વ લેણ કવર કરો. ૯–એજ પ્રમાણે સર્વ વેચાણ નફે કવર કરો. ૧૦–બજાર તમારાથી વિરૂદ્ધ જતું હોય તો નુકસાને પણ જલદી કવર કરો. ૧૧–નફો મળતો હોય તો તરત ખાઇ જવો.

આ ઉપરાન્ત બીજા ઘણા નિયમો હોઇ શકે છે. પણ વાંચકે સમજવું જરૂરી છે કે ઘણું ખરૂં સટ્ટાને નિયમો હોતા નથી, કારણ કે તે જો હોય તો તેના ઉલટ–નિયમો પણ ખરા પડે તેવા હોય છે. દાખલા તરીકે ઉપલા નિયમોમાં ૧ લો નિયમ એ છે કે નફે બસી રહો અને ૧૧ મો નિયમ એ છે કે નફો ખાઇ જવો. આ બન્ને નિયમો એક બીજાથી ઉલટા છે અને સંજોગ પ્રમાણે બન્ને સાચા અગર બન્ને ખોટા પણ પડે છે. સારાંશ એ કે બન્ને રીતિથી ઉંધાચતા પડી જવાય માટે સટ્ટો ન કરવો.

ઘણા સટ્ટાધેલા મનુષ્યો વારંવાર ભૂલી જાય છે કે હાર્યો જુગારી બમણું રમે અને જીત્યો જુગારી ચોગણું ઝુકાવે. **સટાબાજ કોઇકજ થઈ શકે છે માટે સટાખોર બનવું નહિ.** બ્હેતર છે કે બીલકુલ સટ્ટાકર થવા કરતાં "રોકનાર સટ્ટાકર" ("investive speculator") અગર "સટ્ટામય રોકનાર" ("speculative investor") થવું. આમ જો થાય તો સટ્ટામાંનું જુગારી તત્વ નાબુદ થાય.

બેન્કના વ્યાજના દર વિષે Indian year Book માં લખવામાં આવ્યું છે કે, "Each Presidency bank fixes its own Bank rate and the current rate of each bank determines to a great extent the rates for all important classes of business within the Bank's sphere of influence. The rate fixed represents the rate charged by the Banks on demand loans against Government securities only and advances on other securities or discounts are granted as a rule at a slightly higher rate. Sometimes in the monsoon months when the Bank rate is sometimes nominal, it often happens that such accommodation is granted at the official rate or even less."

---

# પ્રકરણ ૨૦ મું.

:o:

## શેરબજારની યંત્રણા.

શેરબજારમાં વાયદાની પદ્ધતિથી કામકાજ પુષ્કળ થાય છે. એક દિવસમાં લાખો રૂપીઆની ઉથલપાથલ થાય છે, જેનો નિવેડો દર માસે થાય છે. શેરબજારની ખૂબી એ છે કે માત્ર જબાન ઉપર લાખોનો વહિવટ ચાલે છે. આજે એક દલાલે ધારો કે પાંચશો શેરો લીધા ને ભાવમાં

રૂ. બસો વધી ગયા, છતાં તેને વેચનાર દલાલો ગમે તેટલું નુકશાન જતું હશે તો પણ માત્ર મોઢેથી કરેલા સોદા કબુલ રાખશે અને ફાવી શકે તો પણ ફરી નહિ જશે, એ ખરેખર શેરબજારની નૈતિક ઉન્નતિનો એક આબાદ દાખલો છે. તદુપરાંત વલણને દિવસે લાખો રૂપીઆની લેવડદેવડ સહી થયા વિના થાય છે, છતાં કોઇ ફરી જતું નથી. આમ છતાં જો કોઇ શેરબજારને ચોરબજાર કહે તો તે ખરેખર મૂર્ખતાની પરિસીમા છે.

બજારમાં કેટલાક શેરોમાં માત્ર રોકડાનુંજ કામકાજ થાય છે. રોકડાની પતાવટમાં સોદો થાય તેને બીજે દિવસે ટ્રાન્સફરની આપલે થવી જોઇએ; અને પછી તેને આઠમે દિવસે શેરોની આપલે અને તેજ દિવસે પૂરેપૂરા રૂપીઆની લેવડદેવડ થઇ જવી જોઇએ. જે શેરોના કામકાજમાં સટ્ટો નથી ચાલતો તેની રોકડાની પતાવટ ઉપર પ્રમાણે જલ્દી થઇ જાય છે, પરન્તુ જે શેરોમાં સટ્ટામય સોદાઓ થાય છે તેની પતાવટ, સોદા રોકડાના હોય તો પણ, ઉપલા નિયમને બરાબર અનુસરતી નથી. ખોટાં લેણ વેચાણને લીધે તે રોકડાના શેરોની પતાવટ ઘણા દિવસો સુધી લંબાય છે અને તે કોઇવાર એટલે સુધી કે બેત્રણ માસ પણ વહી જાય છે. આ ઉપરથી જણાય છે કે તેવા શેરોમાં વાયદાનું કામકાજ થવાની અગત્ય છે. કયા શેરોનું કામકાજ વાયદાથી કરવું તે બોર્ડ નક્કી કરી આપે છે. વાયદાના કામકાજની પતાવટ મહીનાના પહેલા પખવાડિયા દરમ્યાન ઠરાવેલા ચોકકસ દિવસોએ અમુક અમુક પગલે પગલે એકીસાથે આખા બજારની થાયછે.

મુંબઇમાં નીચેના શેરોનું કામકાજ વાયદાથી થાય છે: ઇન્દોર, કરીમ, ક્રેસંટ, કોલાબા, કોહીનુર, ખટાઉ, ડેવીડ, ન્યુગ્રેટ, નાગપુર, પર્લ, ફાઝલ, ફીનલે, ફીનીક્સ, બ્લીચીંગ, બોમ્બે ડાઇંગ, મંગળદાસ, સ્વદેશ, સ્વાન, શાપુરજી, સીમ્પ્લેક્ષ, સેન્ચરી,

આલકોક, જુનાબરમા, નવાબરમા, ટ્રામ, તાતાઓરડીનરી, તાતાડીફ્ડ, તાતા હાયડ્રો, સ્ટીમર, શિવરાજપુર. સેન્ટ્રલ ઈ. માઇનીંગ, બુંદી, કટની ઓરડીનરી, અને ઇન્ડીઅન સીમેન્ટ. આ સિવાયના બીજા શેરોનું કામકાજ માત્ર રોકડાથીજ થાય છે.

વાયદાની પતાવટ ઉકલી ગયા પછી એટલે વલણ પતી ગયા પછી “ઉપલો ” વાયદો ખુલે છે. દરેક માસની છેલ્લી ચાર પાંચ તારીખ દરમ્યાન બદલા થાય છે.

**બદલો** એટલે વાયદાનું કામકાજ, એક મહીનામાંથી બીજા મહીનામાં **બદલાવવું** તે. કોઈ ઘરાકે અમુક શેર ધારો કે જુન વાયદાનો મે માસમાં લીધો છે. હવે જ્યારે મે મહીનો પૂરો થવા આવે, અને તે વખતે જો ઘરાક તે શેરની ડીલીવરી લેવા અશક્ત હોય તો તેણે જુન વાયદાનો લીધેલો શેર ચાલુ ભાવે વેચી નાંખી તરતજ જુલાઇ વાયદો લઇ લેવો તે **તેજીનો બદલો** કહેવાય છે. તેવીજ રીતે એક શેર જુન વાયદાનો વેચી રાખ્યો હોય તો તેણે જુન માસની પહેલી તારીખ આગમજ જુન વાયદાનો વેચેલો તે શેર ચાલુ ભાવે ખરીદી લઇને તરતજ જુલાઈ વાયદાનો વેચી રાખવો તે **મંદીનો બદલો** કહેવાય છે. પહેલા વાયદા તથા બીજા વાયદાના ભાવ વચ્ચે અમુક ગાળો રહે છે તે **બદલાનો ગાળો** કહેવાય છે. આ ગાળો **બદલાનું વ્યાજ** પણ કહેવાય છે. તે વ્યાજનો દર નાણાંની ભીડ હોય તો ટકો બેટકા જેટલો રહે છે અને નાણાંની છૂટ હોય છે તો અડધા પોણા ટકા જેટલો રહે છે. આ બદલાનો ગાળો અથવા વ્યાજ તેજીનો બદલો કરનાર મંદીનો બદલો કરનારને આપે છે. મંદીનો બદલો કરનાર કાં તો મંદીનો વેપાર કરનાર કાં તો વ્યાજખાઉ શરાફ હોય છે. જેને તેજીનો વેપાર હોય

તો તે તેજીનો બદલો અને મંદીનો વેપાર હોય તો તે મંદીનો બદલો કરે છે. આ વાયદો વેચી ઉપલો (આવતો) વાયદો લેવો તે તેજીનો બદલો, અને આ વાયદો લઈ ઉપલો વાયદો વેચવો તે મંદીનો બદલો કહેવાય છે. ખરાં લેણ અગર ખરાં વેચાણવાળાને બદલા કરવા પડતા નથી, માત્ર ખોટાં લેણ વેચાણવાળાનેજ બદલા કરવા પડેછે. જેનાં લેણવેચાણ ખરાં હોય તે માલની આપ લે કરે છે અને ખોટાં હોય તે બદલા (ફરકની લેવડદેવડ) કરે છે.

બદલા ત્રણ પ્રકારના હોય છે. તેજીવાળો એક શેર આ વાયદાનો રૂ. ૯૨૫માં વેચીને ઉપલા વાયદાનો રૂ. ૯૩૫માં લે તે કાર્યને **સીધો બદલો** કહેવાય છે. આમાં તેજીવાળાએ રૂ. ૧૦નો ગાળો વ્યાજનો આપ્યો. 'આ' વાયદાનો રૂ. ૯૨૫માં વેચીને 'ઉપલા' વાયદાનો રૂ. ૯૩૫માં લેવાય તો તેને **ભાવો ભાવ બદલો** કહેવાય છે. આમાં તેજીવાળાને બદલાનો ગાળો આપવો ન પડયો. જો તે એક શેર આ વાયદાનો રૂ. ૯૨૫માં વેચીને ઉપલા વાયદાનો રૂ. ૯૧૫માં લે તો તેને **ઉંધો બદલો** કહેવાય છે. આમાં તેજીવાળાને રૂ. ૧૦નો ગાળો (વ્યાજ આપવાને બદલે ઉલટું સામો) મળ્યો કહેવાય.

**બજારની લાક્ષણિક સ્થિતિ**–જેમ બદલાનો ગાળો મોટો તેમ ખોટાં લેણવાળાઓનું જોર વધારે. જો બદલાનો ગાળો ટુંકો હોય અગર ઉંધો હોય તો સમજવું કે ખોટાં વેચાણવાળાઓ વધારે છે. વ્યાજનો દર નીચો હોય છતાં કોઇ શેરના બદલાનો ગાળો મોટો હોય તો ઘણીવાર એમ સમજાય છે કે તેજીવાળાઓના ગળામાં માલ ભરચક ભરાયેલો છે. આથી આ શેર ખરીદવા પહેલાં વિચાર કરવો પડેછે. ગાળો ઉંધો હોય ત્યારે ઘણીવાર એમ સમજાય છે કે તેજીવાળાઓ જોરમાં છે, કારણ કે મંદીવાળાઓ ખોટો માલ

ધણોજ વેચી બેઠા છે. ઘણું ખરૂં એમ ગણાય છે કે મોટો બદલો મંદીની નિશાની છે, જ્યારે ઉંચો બદલો તેજીની નિશાની છે. પરન્તુ મોટો બદલો અને ઉંચો બદલો કોને અને ક્યારે અને કેટલા પ્રમાણમાં હોય તો ગણવો તે ચાલુ સંજોગો ઉપર આધાર રાખે છે. સાધારણ સંજોગોમાં બદલાનો ગાળો એક ટકાની આજુબાજુ ઉંચો રહે છે. ઘણીવાર સટ્ટાકર ટોળકીઓ લોકોને ખોટા ભ્રમમાં નાંખવાને રીવાજથી આડા ફાટે છે, તે સંજોગનો પણ વિચાર આ ઠેકાણે કરવો પડે છે. વળી ઉપર લખેલા સાધારણ લાક્ષણિક (technical) નિયમોને અપવાદો પણ હોય છે, જેમ કે ૧૯૨૦ ની સાલમાં જાનેવારી-ફેબ્રુઆરીના બદલાના ગાળા બબ્બે અઢી ટકા જેટલા મોટા હતા છતાં બજારમાં તેજી આવી હતી, કારણ કે માલ ઠેકાણે પડી ગયો, અને ફેબ્રુઆરી-માર્ચના બદલાના ગાળા ચાર ચાર ને સાડાચાર ટકા જેટલા મોટા રહ્યા હતા છતાં થોડો વખત બજાર ટકી રહ્યો પણ પાછળથી રૂ. ૨૦૦ થી ૩૦૦ નો ભાવોમાં ઘટાડો થયો હતો ખરો. વળી જ્યારે માર્ચ-એપ્રિલના બદલાના ગાળા ત્રણ ત્રણ ને ચાર ટકાના (જેમ કે કોહિનુર રૂ. ૧૯૦ ફેરે, નાગપુર સ્વદેશ રૂ. ૧૦૦ ફેરે) બદલા થયા હતા છતાં (૧ લી માર્ચે પ્રોફીટટેક્સ નીકળી ગયાના સમાચાર આવ્યાથી) ભાવોમાં રૂ. ૩૦૦-૪૦૦ ની તેજી આવી હતી. આ ઉપરથી જણાશે કે જો બજારમાં તેજીનાં કે મંદીનાં ખાસ કારણો આવ્યાં હોય તો ઉપલા લાક્ષણિક સ્થિતિના નિયમોની અસર બજાર ઉપર થોડા વખત સુધી ન પણ થાય.

## પતાવટના નવ દિવસો.

વાયદાની પતાવટના નવ દિવસો હોય છે, તે દરેક માસની પહેલી તારીખથી શરૂ થઈ પંદરમી તારીખની આસપાસ વલણના છેલ્લા

દિવસે ખલાસ થાય છે. નવે દિવસની તારીખો દર મહીને રજા વિગેરેના સંજોગો પ્રમાણે બદલાય છે.

૧ – **કાપલીઓ** કાઢવાનો તથા ફેરવવાનો પહેલો દિવસ. (ઘણું ખરૂં ૧ લી તારીખે હોય છે.) તે દિવસે સોદો સદંતર બંધ રહે છે ને માત્ર પતાવટ ચાલે છે.

૨—**કાપલીઓ** ફેરવવાનો બીજો દિવસ. આ દિવસે સોદાનો વખત ૧૨ થી ૧॥ જેટલો રહેછે.

૩—કાપલીમાં **ટ્રાન્સફર** આપવાનો દિવસ.

૪—ટ્રાન્સફર લીલામમાં વેચવાના હોય તેની **અરજીઓ** કાઢવાનો તથા ફેરવવાનો દિવસ. સોદો ૧૨થી ૧॥ સુધી.

૫—ટ્રાન્સફરો લીલામમાં **વેચવાનો** દિવસ.

૬—ટ્રાન્સફરો લીલામમાંથી **ઉપાડવાનો** દિવસ.

૭—શેરોની રોકડાની પતાવટ, **પેમેન્ટનો** પહેલો અને હાલમાં બીજો દિવસ પણ તેજ તારીખે આવે છે.

૮—આ દિવસે (અધુરી રહેલી રોકડાની પતાવટ ખાનગી થાય છે તેમજ) વલણ માટેનાં **ખાતાંઓ** મેળવવાનો દિવસ. સોદો ૧૨થી ૧॥.

૯—**વલણનો** દિવસ. સોદો સદંતર બંધ (વલણની તારીખ કોઇ મહીને ૨૦મી તારીખ આવે છે. ઘણીવાર વલણ અધુરૂં રહે છે તો તેની શેષ પતાવટ, મહીનાની આખેરી સુધીમાં અને કોઇવાર પછીના મહીનાની શરૂઆતમાં, ચોકકસ કરવામાં આવતી તારીખે સદંતર રીતે પૂર્ણ થાય છે.)

## પતાવટ કેમ થાય છે.

આખા મહીનામાં થયેલું ઢગલાબંધ (અને ઘણીવાર ટેકરાબંધ) કામકાજ, અમુક અમુક ઉપરોક્ત દિવસે, પગલે પગલે, તડામાર, તડને ફડ, પતતું જાય છે તે ખરેખર, બ્હારના માણસોને જાણવાથી ગમ્મત આવશે.

ધારો કે પાંચ દલાલો, A, B, C, D, E, ની સંજ્ઞા ધરાવનારાઓ છે. હવે ધારો કે અમુક શેર B-દલાલ રૂ. ૯૩૦ ના ભાવે A-દલાલ પાસેથી લે છે, એટલે તે શેર મી. A. રૂ. ૯૩૦ ના ભાવે મી. B ને આપે છે; મી. B. રૂ. ૯૩૫ ના ભાવે મી. C ને આપે છે, તેવી રીતે નીચે પ્રમાણે:—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મી. | A | રૂ. ૯૩૦ | માં | મી. B | ને | વેચે | છે | ( નફો રૂ. ? ) |
| ,, | B | ,, ૯૩૫ | ,, | ,, C | ,, | ,, | ,, | ( ,, ,, ૫ ) |
| ,, | C | ,, ૯૪૫ | ,, | ,, D | ,, | ,, | ,, | ( ,, ,, ૧૦ ) |
| ,, | D | ,, ૯૬૦ | ,, | ,, E | ,, | ,, | ,, | ( ,, ,, ૧૫ ) |
| ,, | E | ,, ૯૮૦ | ,, | ,, A | ,, | ,, | ,, | ( ,, ,, ૨૦ ) |

( મી. A ને રૂ. ૫૦ નું નુકશાન છે. )

હવે ખરૂં જોતાં મી. A એ મી. B પાસેથી રૂ. ૯૩૦ લેવા જોઇએ; મી. B એ રૂ. ૯૩૫ મી. C પાસેથી લેવા જોઇએ. વિગેરે વિગેરે.

હવે જો આમ થાય તો લાખો શેરોનું કામકાજ થયેલું હોવાથી કરોડો રૂપીઆની લેવડદેવડ કરવી પડે, માટે આને બદલે પાંચે દલાલ વચ્ચે એક તે શેરનો અમુક હવાલો નાંખવામાં આવે છે, એટલે ધારો કે રૂ ૯૪૦ નો હવાલો સર્વ વચ્ચે પડયો. ત્યારે લેવડ દેવડ આ પ્રમાણે થશે. હવાલાથી સર્વનાં ખાતાંઓ અરસપરસ ચોકખાં થઇ જાય છે.

મી. B એ રૂ. ૯૩૫ માં મી. C ને વેચ્યો છે તેજ શેર મી. C જ પાસેથી હવાલાના હિસાબે રૂ. ૯૪૦ માં લે છે; અને તેજ શેર મી. B હવાલાના હિસાબે રૂ. ૯૪૦ માં મી. A ને આપે છે. એટલે મી. B એ જે એક શેર હવાલાના હિસાબે એક જણ પાસેથી જે ભાવે લીધો તેજ ભાવે બીજા જણને આપ્યો એટલે મી. B ને હવાલો એ ખાતામાં પડવાથી કાંઇ નફો નુકસાન થયું નહિ.

આ પ્રમાણે C ના ખાતામાં, D ના, E ના. અને A ના ખાતામાં હવાલા પડવાથી સર્વના ખાતાંઓ નીચે પ્રમાણે ચઢ ને પટ ચોકખાં થઇ જશે.

(૧) B રૂ, ૫ C ને આપશે અને A પાસેથી રૂ ૧૦ લેશે (+૫)
(૨) C ,, ૫ B ,, ,, ,, D ,, ,, ૫ ,, (+૧૦)
(૩) D ,, ૫ C ,, ,, ,, E ,, ,, ૨૦ ,, (+૧૫)
(૪) E ,, ૨૦ D ,, ,, ,, A ,, ,, ૪૦ ,, (+૨૦)
(૫) A ,, ૪૦ E ,, ,, [illegible] ,, B ,, ,, ૧૦ આપશે.(−૫૦)

શૂન્ય

પહેલી લેવડ દેવડમાં B રૂ. ૧૦ લઇ રૂ. ૫ આપે છે.
બીજી ,, C ,, ૫ અને ફરી રૂ. ૫ લે છે.
ત્રીજી ,, D ,, ૨૦ લઇને રૂ. ૫ આપે છે.
ચોથી ,, E ,, ૪૦ લઇને રૂ. ૨૦ ,, ,,
પાંચમી ,, A ,, ૪૦ ને ફરી રૂ. ૧૦ ,, ,,

ઉપલી લેવડ દેવડ માત્ર પાંચ દલાલો વચ્ચે એકજ શેરની થઇ પણ ઘણા દલાલો વચ્ચે ઘણા શેરોની પતાવટની લેવડદેવડના હિસાબ ઘણા

ગંજાવર પ્રમાણમાં થાય છે. છેવટે દરેક દલાલને અમુક દલાલ પાસે લેણું નીકળે છે અગર અમુક દલાલને એકંદરે અમુક દેવું નીકળે છે. આની લેવડ દેવડને **વલણ** કહે છે.

જેમ અનેક માળાઓ મુંઝવણભરી ગુંચવણમાં ગુંથાઈ ગઇ હોય, પણ તે સર્વના દોરાઓ ખેંચી લેવાથી, એકે એક પારો અન્ય સર્વથી અલગ પડી જાય છે, તેમ દલાલોનાં ખાતાંઓ માત્ર હવાલા નાંખવાથી તડ ને ફડ ચોકખાં થઇ જાયછે. ખાતાં સ્પષ્ટ કરવાની કુંચીઓ હવાલા છે.

**હવાલા** શેરબજારમાં **પાંચ જાતના** હોય છે. (૧) બોર્ડનો હવાલો; (૨) ઉપાડવાની અરજીનો હવાલો; (૩) વેચવાની અરજીનો હવાલો; (૪) ઉભા સોદાનો હવાલો, અને (૫) પાકો હવાલો.

ધારો કે એક દલાલે એક બીજા દલાલ પાસેથી એક માસમાં સર્વ મળીને ૨૫ કોહીનુર લીધા છે, અને ૫૦ કોહીનુર વેચ્યા છે, એટલે એકંદરે ૨૫ કોહીનુર વેચ્યા છે. હવે આ પચીશે (૨૫) કોહીનુર શેરોના હવાલા ઉપલા ૫ પ્રકારમાંથી શેરદીઠ પતાવટ પ્રમાણે અલગ અલગ પ્રકારના પડશે, જેમકે, ૧૦ શેરમાં બોર્ડનો, ૫ શેરમાં ઉપાડવાનો, ૫ શેરમાં વેચવાનો, અને ૫ શેરમાં ઉભો હવાલો પડે અને તે પ્રમાણે હિસાબ થાય.

હવે ઉપલા A, B, C વાળા ઉદાહરણમાં ધારો કે મી. E એ રૂ. ૯૦૦ માં તે શેર મી. A ને નથી વેચ્યો. તો થશે શું કે મી. A એ વેચેલો શેર તેના ઘરમાંથી ઉતારવાનો હશે અને મી. E એ રૂ. ૯૬૦ માં લીધેલો શેર ઘરમાં ચહડાવવાનો હશે. આમ જો હોય

તો પતાવટના ઉપરોક્ત સાતમે **પેમેન્ટને દિવસે** મી. E બોડના હવાલાના રૂ. ૮૪૦ મી. Aને આપશે અને બાકીના ફરકની લેવડદેવડ નવમે **વલણને દિવસે** થશે.

**કાપલી**ના સંબંધમાં કહેવાનું જે શેરનો પ્રતિનિધિ ટ્રાન્સફર છે અને ટ્રાન્સફર માગવાની અરજીનો પ્રતિનિધિ કાપલી છે એમ આપણે મનમાં સમજીશું તો પતાવટનું કામકાજ સ્પષ્ટ સમજાશે. (ટ્રાન્સફર અને કાપલી માટે નમુના જુઓ) **પહેલે** અને **બીજે દિવસે**, શેર ઉપાડનાર, ચઢડાવનાર, પહેલી પાર્ટી મી. E છે તે એક કાપલી કાઢી મી. D ને આપશે, મી. D આપશે C ને, C આપશે B ને, અને B આપશે શેર વેચનાર, ઉતારનાર, પાર્ટી મી. A ને.

હવે **ત્રીજે દિવસે** જો મી. A કાપલીમાં વેચેલા શેરનું (વેચનાર ધણીની સહીવાળું) ટ્રાન્સફર મી. E ને નહિ આપે તો,

મી.E **છઠ્ઠે દિવસે** લીલામમાં મી. Aને હિસાબે અને જોખમે ઉપાડી લેશે.

પણ જો મી. A ટ્રાન્સફર આપવાના હોય ને મી. E એ કાપલી કાઢી ન હોય તો મી. A **ચોથે દિવસે** શેર લીલામમાં વેચવાની અરજી કાઢશે, અને ફેરવશે એટલે મી. A તે અરજી મી. B ને આપશે, B આપશે C ને, C આપશે D ને, અને D આપશે E ને. જો મી. E તે શેર નહિ લેશે તો,

મી. A **પાંચમે દિવસે** મી. E ને હિસાબે ને જોખમે લીલામમાં તે શેર વેચી નાંખશે.

**હવાલા કેમ પડે છેઃ—**

જો તે શેરને માટે A, B, C, D, E વચ્ચે કાપલી ફરે ને ટ્રાન્સફરની આપલે થાય તો સર્વ વચ્ચે તે શેરનો હવાલો બોર્ડને પડે છે. જો તે શેર લીલામમાંથી ઉપાડવામાં આવ્યો હોય તો સર્વ વચ્ચે ઉપાડવાનો (ઉંચામાં ઉંચો) હવાલો પડે છે. જો તે શેર લીલામમાં વેચાયો હોય તો તે શેર માટે સર્વ વચ્ચે વેચવાનો (નીચામાં નીચો) હવાલો પડે છે. જો સર્વ વચ્ચે કાપલી ફરી ન હોય અગર લીલામમાં તે શેર ન વેચાયો કે ન ઉપાડવામાં આવ્યો હોય તો ઉભા સોદાનો હવાલો સર્વ વચ્ચે પડે છે. ત્રણ દલાલો ભેગા મલીને (અગર, એક ઘરાક અને તેના બે દલાલો વચ્ચે) અમુક એક કે વધારે શેર માટે આપસ આપસમાં ચોક્કસ ભાવનો જે ખાનગી હવાલો નાંખવામાં આવે છે તેને પાકો હવાલો કહે છે. તે સિવાયના બાકીના ઉપરોક્ત ચાર પ્રકારના હવાલાના દરેક શેરના (ચારે જાતના અલગ અલગ) ભાવ બોર્ડ તરફથી દર મહીને નક્કી કરવામાં આવેછે. બોર્ડનો હવાલો કાચો ગણાય છે જ્યારે અન્ય ચારે પ્રકારના હવાલા પાકા (એટલે ફેરવી ન શકાય તેવા) ગણાય છે. દલાલો એવી વેતરણ રાખે છે કે જો કોઈ પાર્ટી (આસામી) કાચી (ફેલ) પડવાની લાગતી હોય તો તે નબળી આસામી પાસે વલણમાં જેમ બને તેમ ઓછું લેહેણું નીકળે અને જેમ બને તેમ વધારે દેવું નીકળે એવા ભાવના જે હવાલા પડતા હોય તેવા હવાલા તે નબળી પડનાર પાર્ટી સાથે કેમ પડે. ઘણા દલાલો એવી તજવીજ રાખે છે કારણ કે નબળી આસામી પાસેથી જો વલણમાં લેહેણું નીકળે તો તે આસમી પાસેથી ડીફોલ્ટર (નાદાર) થવાથી તે લેહેણું નહિ મળવાથી આસામીખાધ લાગે છે.

## બજારનું બંધારણ.

શેર બજારને બંધારણની જરૂર છે, કારણ કે તેમાં અનેક પ્રકારના શેરોમાં ઘડીએ ઘડિયે નાની મોટી વધઘટ થયા કરે છે; અને જો બંધારણ ન હોય તો, હાલમાં જેવી વધઘટ થાય છે તે જોતાં, બજારનું વલણ પતવું અત્યંત મુશ્કેલ થઈ પડે. બંધારણથી વાયદો પણ ચલાવવો સહેલ છે. બંધારણ ન હોય તો રોકડાની પણ પતાવટમાં અનેક વાંધાઓ ઉઠવાનો સંભવ રહે, તેમજ માંહોમાંહેના ઝઘડાઓ, હાલમાં કાપડ બજારના ઝઘડા પ્રમાણે, કોર્ટમાં ઘસડાવાનો સંભવ રહે. ઉપરોક્ત બંધારણથી કજીયાઓ થતા નથી, કોર્ટમાં કેસ માંડવાના ખર્ચ થતા નથી અને પતાવટ નિયમસર અને સહેલ થઇ શકે છે.

આ બંધારણને માટે દલાલોની અંદરથી અમુક સંખ્યાના ડાયેરેક્ટરો બેલેટથી ચૂટવામાં આવે છે, અને તેઓનું મંડળ "મેનેજીંગ કમીટી તરીકે ગણાય છે. તેઓ બજારના કાયદા કાનુનોને અમલમાં લાવે છે, અને તેમનો ચુકાદો સર્વ દલાલોએ ફરજીયાત માન્ય રાખવો પડે છે.

બોર્ડે ઠરાવેલા કાયદા કાનુનો પ્રમાણે ઘરાકોએ પણ વર્તવું જોઇએ છે!

બજારમાં દલાલ તરીકે દાખલ થવા માટે બોર્ડને લેખિત અરજી કરવી પડે છે; ત્યારપછી દલાલ થવા ઇચ્છતા તે ધણીનું નામ બજારના નોટીસ બોર્ડ ઉપર મૂકવામાં આવે છે. અને કોઇ દલાલને ઉપરોક્ત ધણી સામે વાંધો હોય તો તેના પર વિચાર ચલાવવામાં આવે છે, અને જરૂર પડે તો દાખલ થતાં અટકાવી પણ શકાય છે. તે ધણીની આગલી અને ચાલુ આબરૂ વિષે પૂરતી તપાસ કરાવ્યા પછી દાખલ થવા દેવામાં આવે છે અને એક કાર્ડ આપવામાં આવે છે, જેમાં લખેલું હોય છે કે,

"This is to certify that Mr. ____ is a member of the..............Share Market, and as such he is entitled to enjoy all the liabilities of membership according to the rules and regulations of the ........markat; (Sd. by) President of the Board." જુના બજારના કાર્ડની કિમ્મત હાલમાં જે રૂ. ત્રીશ ચાલીશ હજાર છે તેની અસલ કિમ્મત માત્ર રૂ. ૫ હતી. જેમકે હાલમાં રૂ. ૫ માં કાર્ડ ધરાવનારાઓમાંના એક દલાલ જાણીતા મી. દાદી છે. દલાલોએ માંહોમાંહે અન્યોન્ય પ્રતિ સારી વર્તણુક રાખવી પડેછે. અને વાંધા હોય તો પણ તકરાર નહિજ કરવી અને મેનેજીંગ કમીટીને ફરિયાદ કરવી એવો નિયમ છે. તે સિવાય એક "ડીફાલ્ટર કમીટી" પણ ડાયરેકટરોએ નીમેલી હોય છે. આ ડીફાલ્ટર કમીટી જે દલાલો નાદાર થયા હોય તેમના હિસાબને લગતી સંભાળ રાખેછે. આ કમીટી નાદાર થનારાના તમામ ચાપડાઓ જપ્ત કરે છે, અને નાદાર થનારનું લેહેણું બજારમાંથી ઉઘરાવી ફાળે પડતું લેણદારોને આપે છે. ઉપલા બંધારણને લગતી જો વિગતસર સમજણ જોઇતી હોય તો વાંચકે બજારના કાયદા કાનુનોની એક ચોપડી, દલાલોના નામોની એક ચોપડી અને દલાલી ઇત્યાદિને લગતી એક ચોપડી, જે સર્વે છાપેલી બોર્ડમાંથી મફત મળી શકે છે તે પોતાના દલાલ મારફતે મંગાવી લેવી. આટલા માટે અમે આ પુસ્તકમાં દલાલોના નામો અને વિશેષ કાયદા કાનુનો આપતા નથી.

શેરબજારના **હોલને**, હાલના આગળ વધતા જમાનામાં ઢંગધડા વગરના અને ગંદા રાખવામાં આવેછે તે નવાઇ જેવું છે. હોલ

માટે એક ભવ્ય મકાન જોઇએ, જેમાં,–૫૦૦–૭૦૦ દલાલો માટે, (જેને માટે જરી પુરાણી "પાંડવ ગુફા" જેવી અસલી ગુફાઓ પણ જોવાથી ખ્યાલ આવશે તેવી) નાની મોટી ઓફીસો, સર્વ બેન્કોની શાખાઓ માટે બ્હારની ઓફીસો, ઘરાકોને બેસવા ઉઠવા વાસ્તે બ્હાર બાગ બગીચામાં બેઠકો, સોદા કરવા માટે દરિયાની ચાલુ સ્વચ્છ હવા આવ્યા કરે તેવો આરસપહાણથી મઢેલો વિશાળ છાયાવાળો ચોક, પતાવટ માટે દરબાર જેવો નકશીદાર હોલ, પુસ્તકાલય અને વાંચનાલય, ટેપ–યંત્રની ગોઠવણ વિગેરે વિગેરે હોવું જોઇએ. રાજમહેલના જેટલો ભપકો અને હોસ્પીટલના જેટલી સુઘડતા અને સ્વચ્છતા હોવાં જોઇએ.

———:o:———

# પ્રકરણ ૨૧ મું.



## દલાલો અને પ્રજા.

**ઘરાકોએ** વાયદાના ફરકના નુકશાનીનાં નાણાં દલાલોને વલણના દિવસ આગમજ આપવા પડે છે, અને તેમને નફાનાં (ફરકનાં) નાણાં વલણને અગર પછીને દિવસે મળે છે. આમ થવાથી દલાલોને વલણને દિવસે નાણાંની જરૂરી છૂટ રહે છે. ડાહ્યા ઘરાક પોતાના દલાલને નાણાંની અગવડમાં, જેમ બને તેમ ઓછો નાંખે છે. ડાહ્યા ઘરાક પોતાના વિશ્વાસુ દલાલને દલાલી માગે તેટલી રીતસર, જરૂર પડે તો વધારે આપવા,

અચકાતો નથી, કારણ કે નહિ તો બીજા કોઇ અજાણ્યા દલાલ પાસે જવાથી ઘણીવાર ભારે પડી જાય છે. વળી કોઇક દલાલ જાણે એમાં કાંઈ બિસાત ન હોય તેમ પાનસોપારી ખાઇ જાય છે. આગલના વખતમાં "ચહેલીની ચહેલી" હજમ થઇ જતી હતી. પણ કહેવું પડશે કે તે પ્રજાદ્રોહી જંગલી રૂઢી હવે નાબુદ થતી જાય છે. એવા દલાલો (જે બહુજ થોડાજ હશે તેઓ) ને ત્યાં ઘરાકો ટકતા નથી. જેટલી નૈતિક ઉન્નતિ દલાલોની માંહોમાંહે છે તેટલીજ જો કે દલાલો અને ઘરાકો વચ્ચે, કોઇક ઠેકાણે નહિ દેખાતી હોય, છતાં વખત જતાં તેટલીજ દેખાશે એમ કહ્યા વગર ચાલતું નથી.

સર્વ ધંધામાં કદાચ દલાલ વિના ચલાવી લઇ શકાશે પણ શેરના ધંધામાં દલાલ વિના ચાલશે નહિ. લન્ડનમાં, દલાલો વગેરનું એક શેરબજાર ચલાવવાના પ્રયત્ન થાય છે ખરા, પણ હજુ તે બજાર ફત્તેહમંદ પામ્યું નથી. કારણ કે લોક જે દલાલી બચાવવાને તેમાં વેપાર કરવા જાય છે તો અનેક વિટમ્બણાઓ ભોગવવી પડે છે ને વખતનો ભોગ આપવો પડે છે. આ ઉપરથી જણાશે કે મુંબઇમાં શેરદલાલી જે લેવાય છે તે બીજા સંજોગ તપાસતા કાંઈ મોટી નથી. કલકત્તામાં રૂ. ૧૦૦૦ ના ભાવના એક શેરની દલાલી રૂ. ૧૦ લેવાય છે જ્યારે અત્રે રૂ. ૨ાા લેવાય છે. છતાં, એકજણના મત પ્રમાણે:—

મુંબઇના શેરબજારમાં દરમાસે રૂ. ૧ કરોડથી રૂ. ૫ કરોડ સુધીની ઉથલ પાથલ થાય. છે તેમાં માત્ર દલાલીનાજ રૂ. ૧૦ લાખથી રૂ. ૩૫ લાખ સુધી દલાલોને પ્રજાએ ભરવા પડે છે. તેના કહેવા મુજબ સર્વ મળીને ૭૫૦ સરટીફાઇડ દલાલોની દલાલી નીચે પ્રમાણે થાય છે:—

૨૫૦ દલાલોનું કામકાજ સદંતર બંધ

૧૫૦ દલાલોની માસિક આવક
રૂ. ૧૦૦૦) લેખે.........રૂ. ૧,૫૦,૦૦૦

૧૦૦ દલાલોની માસિક આવક
રૂ. ૨૫૦૦) લેખે.........રૂ. ૨,૫૦,૦૦૦

૧૦૦ દલાલોની માસિક આવક
રૂ. ૫૦૦૦) લેખે.........રૂ. ૫,૦૦.૦૦૦

૧૦૦ દલાલોની માસિક આવક
રૂ. ૧૦૦૦૦) લેખે.........રૂ. ૧૦,૦૦,૦૦૦

૫૦ દલાલોની માસિક આવક
રૂ. ૧૫૦૦૦ લેખે............રૂ. ૭,૫૦,૦૦૦

---

૭૫૦ રૂ. ૨૫,[illegible]૦,૦૦૦

ઉપલો કોઠો માત્ર હાલના સમયનેજ લાગુ પડે છે; પાંચ વર્ષ પહેલાં શેર બજારમાં નહિ જેવુંજ કામકાજ થતું હતું. હાલમાં કોઇ કોઇ મહીને કેટલાક દલાલોને રૂ. ૪૦ હજાર જેટલી દલાલી થાય છે. ઉપરોક્ત જણના કહેવા મુજબ આટલી બધી દલાલી પ્રજા ભરે છે તે બચાવવાના ઉપાયો પ્રજાએ શોધવા જોઇએ. એક લેખક લખે છે કે "It will be seen that brokers are middle-men. Like other intermediaries they increase expenses without enhancing actual values-"—વળી તે લેખક આગળ લખે છે કે, "The broker is a needless but costly luxury." તે લેખકનું એમ કહેવું છે કે દલાલો જો કે વેપારના પ્રમાણમાં અત્યંત થોડી દલાલી લેછે છતાં એકંદરે લાખો રૂપીઆ પોતે "ઉત્પાદક" બન્યા વિના પ્રજા પાસેથી કમાયછે.

પરન્તુ અમારે કહેવું જોઇશે કે આટલી બધી દલાલી જે થાય છે તે માત્ર સટ્ટાને લીધે થાયછે. પ્રજામાંનો જે ભાગ સટ્ટો કરેછે તે જો તેમ કરતાં અટકી જાય તોજ ઉપલી દલાલી બચી શકે. આનો એક ઉપાય છે, અને તે એકે વાયદા બંધ કરી માત્ર રોકડાનુંજ કામકાજ કરવું. આથી શેરબજારના સટ્ટાણુ વેપારને, જો કે અટકાવી તો નહિ શકાય છતાં તે અંકુશમાં આવવાથી, અત્યંત ઓછો કરી શકાશે. વળી અમારે એ પણ કહેવું પડશે કે દલાલો વિના શેરબજાર ચલાવવો અત્યંત કઠીન છે. તેઓ વેપારીઓના જેટલોજ ઉપયોગી ભાગ ભજવેછે. ( જુઓ પાનું ૬૩ )

આપણા દેશમાં ખેડુતો જેટલી દેશસેવા બેમાલુમ બજાવે છે તેટલીજ પ્રજાસેવા, જો ખંડક સટ્ટાને ઉત્તેજન ન આપે તો, શેરદલાલો બજાવેછે એમ કહેવામાં અતિશયોક્તિ નહિ હોય.



# પૂરવણીપત્રક ૧ લું.

## હિન્દી રૂ અને રૂ–ઉદ્યોગ

હિન્દના, પરદેશ ખાતે નિકાસ થતી વ્યાપારની જણસોમાં રૂ અને રૂનો બનેલો માલ અગ્રસ્થાન ધરાવે છે. ૧૯૧૪ ની ૩૧ મી માર્ચે પૂરા થતા પંચવાર્ષિક સમય દરમ્યાન સર્વ પ્રકારની એકંદર નિકાસ દર વર્ષે પૌંડ ૧૪૯૩ લાખની થઇ. આમાંથી નીચેની છ જણસોનીજ રકમ પૌં. ૧૨૩૩ લાખની થાય છે:—

| | લાખ પૌંડ. |
|---|---|
| ૧ અનાજ, મુખ્યત્વે ચોખા અને ઘઉં ... ... | ૩૦૫ |
| ૨ રૂ અને રૂનું બનતર ... ... ... | ૨૯૮ |
| ૩ શણ અને શણનું બનતર ... .. ... | ૨૮૩ |
| ૪ બીયાં ( અળસી ઇ. ) ... ... ... | ૧૬૨ |
| ૫ ચામડાં ... ... ... ... | ૯૭ |
| ૬ ચહા... ... ... ... ... | ૮૭ |
| | પૌંડ ૧૨૩૨ લાખ. |

રૂના માત્ર કાચા માલની નિકાસ ધ્યાનમાં લઇએ તો તેની કીંમત જે ૧૯૧૪ માં પૌં. ૨૨૨ લાખની હતી તે ૧૯૧૭ માં પૌં. ૨૨૮ લાખની

થઇ, જો કે માલ ૧૯૧૪ કરતા ૧૯૧૭ માં (ભાવ વધ્યો હોય તે હિસાબે) ઓછી નિકાસ થઇ હતી. માત્ર હિન્દમાંજ રૂ અત્યંત પાકે છે તેમ નથી. તદુપરાંત યુનાઇટેડ સ્ટેટસ ઓફ્ અમેરીકામાં અને ઇજીપ્તમાં પણ પાકે છે. આ ત્રણે દેશોમાં દુનિઆના રૂનો મોટો ભાગ ઉગે છે, આથી હિન્દમાં શણની માફક કાંઇ રૂ ઇજારામય વેપારી જણસ નથી. શણનો ઉપભોગ કરનારી દુનિયાને તો માત્ર હિન્દ ઉપરજ આધાર રાખવો પડે છે.

## હિન્દી રૂની પ્રાચીનતા.

પ્રાચીન હિન્દમાં રૂનો ઉદ્યોગ હસ્તિમાં હતો તે વાત હાલ નિર્વિવાદ છે. અસલના વખતમાં એકાદ દેશ સિવાય જ્યારે આખી દુનિયા જંગલી અવસ્થામાં અર્ધનગ્ન હતી ત્યારે હિન્દ વસ્ત્ર લુગડાંથી ઢંકાયેલું હતું. ૫૦૦૦ વર્ષ પહેલાં મહાભારતની કથા પ્રમાણે વિધવિધ પ્રકારના કપડાં અત્રે પહેરવામાં આવતાં. વેદના સમયમાં પણ દેવદેવીઓ વસ્ત્રો ધારણ કરતાં હતાં એ વાત પણ પ્રસિદ્ધ છે, એટલુંજ નહિ પણ આર્ય લોકો જ્યારે આ દેશમાં આવ્યા તે પહેલાં રૂ કાંતવાનો અને વણવાનો ઉદ્યોગ અત્રે જામી ગયેલો હતો. આર્યોના અત્રે આગમન પહેલાં "ઢાકાની મસલીન" મુલાયમ બનાવવામાં આવતી હતી. રૂને માટે સંસ્કૃત શબ્દ कार्पास છે, જેનો ફેરફાર થતાં ગુજરાતીમાં કપાસ શબ્દ વપરાય છે. હિબ્રુ ભાષામાં "કાર્પાસ," ગ્રીક ભાષામાં "કાર્પાસસ" અને લેટીન ભાષામાં "કાર્બાસસ" શબ્દો મળી આવે છે. કપાસને આરબો "કુટન" કહેતાં તે ઉપરથી અંગ્રેજો "કોટન" કહેતાં શિખ્યા. ઇ. સ. ૧૨૯૮ ની સાલમાં ઇન્ગ્લાંડમાં જે જરા તરા રૂ ઉપયોગમાં આવતું તે માત્ર મીણબત્તીઓની વાટ માટેજ, અર્થાત્ કાપડ વણવામાં આવતું ન હતું. કપાસ એ કુદરતનો પરગજુ ખજાનો છે.

## હિન્દના અસલી વેપારના સ્થલમાગ અને વેપારીઓ.

અસલના વખતમાં કાપડ વિગેરે જે, અરેબિયા, ઇજીપ્ત, રોમ વિગેરે દૂર દેશોમાં નિકાસ કરવામાં આવતું તે ખંભાતથી અને ભરૂચથી થતું. ભરૂચ સંસ્કૃતમાં ભૃગુકચ્છ કહેવાતું અને રોમન લોકો એને બારીગઝા (Barygaza) કહેતા. આ સર્વ માલ વહાણોમાં મોકલાતો. પંજાબથી કેસ્પીયન સમુદ્રસુધી નદી માર્ગે અને પછી સ્થળવાહનથી આનો વેપાર ગંજાવર પ્રમાણમાં ચાલતો. ત્યાંથી હિંદી માલ કોન્સ્ટેન્ટીનોપલમાં મોકલાતો. ત્યાં સર્વ સ્થળોએ ઢાકાની જગજાહેર મસલીનનો ઉઠાવ અત્યંત થતો. આ ઉપરથી જણાય છે કે રૂનો ઉદ્યોગ હિન્દને ખોળે જન્મ્યો અને હિન્દને પારણે ઝુલ્યો હતો. એક લેખક કહે છે કે,—"India is the accredited birthplace of cotton manufacture, and it would seem probable that the processes of spinning and weaving have been carried on from the earliest date of which we have any record." અર્વાચીન સમયમાં પોર્ચ્યુગીઝ અને ડચ લોકો પછી અંગ્રેજોએ સુરતમાં પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો વેપાર જમાવ્યો હતો. ત્યારપછી મુંબઇ રૂના ઉદ્યોગમાં આગળ પડતું થઇ પડયું છે.

## રૂનો પાક.

રૂના પાકની જાત, જમીન અને આબો હવા ઉપર આધાર રાખે છે. આને લીધે રૂના તારની લંબાઇ અને મજબુતાઇ વિવિધ હોય છે. હિન્દમાં જુદે જુદે ઠેકાણે વિવિધ રંગનું રૂ મળી આવેછે, હિન્દમાં રૂની ખેતી માટે ઘણા સુધારા થવાની જરૂર છે. તેને માટે ખાસકરીને ત્રણ સુધારા વધારા થવાની અગત્ય છે. (૧) મહેસુલની બાબતમાં બિચાર ખેડુતો ઉપરથી કરનો બોજો ઓછો કરવાની,

(૨) ખેડુતોને દરવખત જોઇતી નાણાંની સગવડ માટે ખેતીસંબંધી બેન્કો ખોલવાની, અને (૩) પ્રાથમિક (મુખ્યત્વે વ્હેવારૂ ખેતી કામની) કેળવણી અપાવાની જરૂર છે.

## રૂની જાતો.

હિન્દમાં રૂની ચાર પાંચ જાતો જાણીતી છે; ઉમરાં, ધોલેરા, બંગાલ, ભરૂચ, વેસ્ટર્ન, ઇત્યાદિ. ૧૯૧૭–૧૮ માં રૂનો પાક. બીરાર ( ઉમરા ) નો ૪૨૮ હજાર, બારસી (ઉમરા) નો ૪૪૧ હજાર, ધોલેરાનો ૫૯૮ હજાર, બંગાલનો પંજાબ સાથેનો ૭૦૫ હજાર, અને ભરૂચનો ૩૨૦ હજાર ગાંસડીઓનો ઉતર્યો હતો. એકંદરે ૧૯૧૬–૧૭ માં ૪૦ થી ૪૪ લાખ ગાંસડીઓનો પાક ઉતર્યો હતો.

## નિકાસ.

હિન્દી રૂનો મોટો ભાગ જાપાન ખાતે ચડાવવામાં આવે છે. ૧૯૧૩–૧૪ માં ૪૨ ટકા જેટલો જાપાન ખાતે, ૧૪॥ ટકા જરમની ખાતે, ૧૧॥ ટકા બેલ્જીયમ ખાતે. અને ૫ ટકા વિલાયત ખાતે ચડયો હતો. ૧૯૧૭–૧૮ માં જાપાન ખાતે ૬૮ ટકા માલ ગયો હતો. રૂના ભાવ આગળ કરતાં હાલ વધતા ગયા છે, ને માલ ઓછો નિકાસ થતો જાય છે.

ઠેઠ અત્યારસુધી સર્વ દેશો કરતાં હિન્દમાંથી વધારે નિકાસ થતી હતી પણ ગઇ સદીના વચલા દાયકાથી અમેરિકાની રૂની નિકાસ સૌ દેશોના કરતાં મોટી થયેલી છે.

બ્રિટિશ હિન્દમાં સુતરનો માલ ૧૯૧૨–૧૩ માં ૬૬ કરોડ રતલ અને ૧૯૧૭–૧૮ માં ૬૨॥ કરોડ રતલ બન્યો હતો. હિન્દની મીલોમાં સુતર ૧૦ થી ૩૦ કાઉન્ટ (counts) સુધીનું બને છે. જુદા જુદા કાઉન્ટનું સુતર નીચેપ્રમાણે કરોડ રતલમાં ઉતર્યું હતું:—

| કાઉન્ટ | ૧૯૧૨-૧૩. | ૧૯૧૫-૧૬. | ૧૯૧૭-૧૮. |
|---|---|---|---|
| ૧-થી ૧૦ સુધી | ૧૩॥ | ૧૪॥ | ૧૦ |
| ૧૧ થી ૨૦ ,, | ૩૭ | ૩૮॥ | ૩૪॥ |
| ૨૧ થી ૩૦ ,, | ૧૬ | ૧૭ | ૧૮। |
| ૩૧ થી ૪૦ ,, | ૨ | ૧॥ | ૨॥ |

સુતર નીચે પ્રમાણે કરોડ રતલમાં નીકાસ થયું હતુ :-૧૯૧૨ માં ૧૫,૧૯૧૩ માં ૨૦॥, ૧૯૧૪ માં ૧૯॥, ૧૯૧૫ માં ૧૩॥ ૧૯૧૬ માં ૧૬ અને ૧૯૧૭ ૧૬ કરોડ રતલ. સુતરનું બજાર પરશિયા ખાતે અને મુખ્યત્વે **ચીન** ખાતે છે. ચીન ખાતે ૧૯૧૭ માં ૧૩॥ કરોડ રતલથી વધારે સુતર નિકાસ થયું હતુ.

કાપડ નીચે મુજબ કરોડ વારનું બન્યું હતું:—

૧૯૧૪ માં ૧૧૬॥, ૧૯૧૫ માં ૧૧૩॥, ૧૯૧૬ માં ૧૪૪, ૧૯૧૭ માં ૧૫૭॥, અને ૧૯૧૮ માં ૧૬૧॥ કરોડ વાર. આમાં ઘણું ખરૂં કાપડ સ્ટ્રેટસેટલમેંટ પરશિયા, અને સિલોન ખાતે ચડે છે. કાપડની નિકાસ નીચે મુજબ થઇ હતી:—૧૯૧૩માં ૮॥ કરોડ, ૧૯૧૪ માં ૯ કરોડ, ૧૯૧૫માં ૬॥ કરોડ, ૧૯૧૬ માં ૧૧ કરોડ, અને ૧૯૧૭ માં ૨૪॥ કરોડ વાર.

## રૂનાં કારખાનાં

સૌથી પ્રથમ ૧૮૩૮માં એક રૂની મીલ કલકત્તામાં ઉભી થઇ હતી. ત્યાર પછી ૧૮૫૩ માં એક પારસીએ મુંબઇમાં પ્રથમ મીલ ઉભી કરી હતી. અને ત્યાર પછી જાણવા જોગ, ઉભી થયેલી મીલોમાં મોરારજી સોલાપુર અને નાગપુર મીલો છે. " Both the opening of this (Nagpur) and the Sholapur Mills was an event of no little importance in the industriat annals of the country, seeing that they were really the pioneers

of cotton mills outside Bombay." આ ઉપલી બે મીલો ઉભી થયા પછી બીજી ઘણી મીલો (આગળ જુઓ), અમદાવાદ અને અન્ય શહેરોમાં ઉભી થઈ. આ સર્વ મીલો ઉભી થવાથી. લેન્કેશાયર ચોંકી ઉઠયું, કારણ કે અત્રેનું સુતર ૨૦ કાઉન્ટ સુધીનું બની શકતું અને લેન્કેશાયરના સુતરની જગા અત્રેના સુતરે લીધી હતી. આથી મેન્ચેસ્ટરે ૧૮૭૭–૭૮ માં પાર્લામેન્ટ પાસે એવો કાયદો ઘડી પસાર કરાવ્યો કે. "in the opinion of this House, the duties now levied upon cotton manufactures imported into India being protective in their nature, are contrary to sound commercial policy and ought to be repealed without delay as the financial condition of India will permit," અર્થાત્ હિન્દમાં આવતાં રૂના બનેલા માલ ઉપરનો આયાતવેરો જેમ બને તેમ જલ્દી કાઢી નાંખવો. ૧૮૮૨–૧૮૮૩ માં લોર્ડ રીપન અને સર ઈવીલીન બારીંગ (ખજાનચી), આ બન્ને જણાએ, હિન્દને અનિયંત્રિત વ્યાપારવાળો free trading) દેશ બનાવી મૂકયો, અને બધી જાતના આયાત વેરા દૂર કર્યા. ૧૮૮૩ માં ૬૭ મીલો હતી તેની વધીને ૧૮૯૦ માં ૧૩૭ મીલો થઈ એટલે સાત વર્ષમાં ૭૦ મીલો વધુ ઉભી થઇ. આ પછી મીલોની સંખ્યા વધતી ગઈ. ૧૯૦૦ માં ૧૯૩ અને ૧૯૧૦ માં ૨૬૩ અને ૧૯૨૦ માં ૨૯૨ મીલોની સંખ્યા ગણાય છે.

પરન્તુ વિલાયત, હિન્દ કરતાં અત્યંત વધારે મીલો ધરાવે છે. ૧૯૧૯ ની સાલ પ્રમાણે હિન્દમાં ૬૮ લાખ ત્રાક અને ૧ લાખ ૧૦ હજાર શાળ હતી જ્યારે યુનાઇટેટ કીંગડમમાં ૫૯૮ લાખ ત્રાક અને ૮ લાખ ૮ હજાર શાળ હતી. વસ્તીના પ્રમાણુમાં વિલાયત અને હિન્દને સરખાવીએ તો દરેક હજારની વસ્તી

દીઠ હિન્દમાં ૨૧ ત્રાક અને ૦ાા શાળ છે જ્યારે યુનાઇટેડ કીંગડમમાં ૩૧૮ ત્રાક અને ૭ાા શાળ છે. આ ઉપરથી જણાશે કે રૂના ઉદ્યોગમાં વિલાયત આગળ હિન્દ કેટલું પછાત છે, અને વિલાયત સાથે હરિફાઇ કરતાં કેટલાં બધાં વર્ષો લાગે!

હિન્દમાંથી સુતરની નિકાસ ઓછી થાય છે તેમ કાપડની નિકાસ વધતી જાય છે. નીચે પ્રમાણે હિન્દની મીલોનો માલ બન્યો હતો, અને વિલાયતનો માલ અત્રે આયાત **કરોડવારમાં** થયો હતો.

| | ૧૯૧૩. | ૧૯૧૫. | ૧૯૧૬. | ૧૯૧૭. |
|---|---|---|---|---|
| વિલાયતી સફેદ માલ | ૧૫૩ | ૧૨૯ | ૧૦૯ | ૭૬ |
| હિન્દી ,, ,, | ૯૧ | ૮૮ | ૧૦૯ | ૧૧૩ |
| વિલાયતી રંગીન ,, | ૫૮ | ૪૬ | ૩૨ | ૪૦ |
| હિન્દી ,, ,, | ૩૦ | ૨૫ | ૩૪ | ૪૪ |

ઉપલા કોઠા ઉપરથી જણાશે કે **લેન્કેશાયરનો** આયાત **થતો** (સફેદ તેમજ રંગીન) માલ ઘટતો જાય છે જ્યારે હિન્દી મીલોમાં બન્ને માલનું **અનતર** વધતું જાય છે.

## જાપાનની હરિફાઇ

**જાપાનની** હરિફાઇને લીધે હિન્દના રૂ ના ઉદ્યોગને ધક્કો પહોચ્યો છે. જાપાન પણ વેપારી કળાવકળ જેને "**જર્મન પ્રવેધન** (પ્રવેશન,)" કહે છે તે શીખ્યું છે. અનેક જાતનો માલ ઉપરાંત રૂનો માલ પણ અત્રે (સસ્તે અને કોઇવાર નુકશાને પણ મોકલી હિન્દમાં પગભર થઇ) નિકાસ કરતું ગયું છે. **જાપાને** હિન્દમાં નિકાસ કરવાનો વેપાર કેટલો બધો વધારી દીધો છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે.

| | | 1912–13 | | 1916–17 |
|---|---|---|---|---|
| સુતરાઉ હોઝીયરી ... | પૌં. | ૪૧૫ હજાર | પૌં. | ૮૫૦ હજાર |
| ,, કાપડ ... | ,, | ૭૩ ,, | ,, | ૧૬૨૧ ,, |
| સુતર ... ... | ,, | ૩૫ ,, | ,, | ૩૫૪ ,, |
| સુતરાઉ જણસો ... | ,, | ૧૯ ,, | ,, | ૨૧૭ ,, |

૧૯૧૩ માં જે ૫ લાખ પૌંડનો માલ તેનો વધી ૧૯૧૭ માં ૩૦ લાખ પૌંડનો માલ અત્રે નિકાસ કર્યો તે ઉપરથી, **જાપાનના** વેપારરૂપી રાક્ષસે ચાર વર્ષમાં કેટલી બધી ફલંગ મારી છે તે માલુમ પડી આવે છે. હજુ **જાપાનને** હઠાવી શકાય. આ **જાપાનની** વધતી જતી હરિફાઈમાંથી **હિન્દને** બચાવવાને માટે **હિન્દી** સરકારે અત્રેથી **જાપાન** ખાતે ચડતા રૂના કાચા માલ ઉપર **નિકાસ વેરો** (prohibitive export duty on cotton going to japan) નાંખવાની જરૂર છે. અત્રેથી કપાસ **જાપાન** ખાતે જેમ થોડું અગર નિકાસ વેરાથી થઇને મોંઘુ, જાય તેમ સારૂં. પણ સરકાર નિકાસવેરો નાંખતી નથી. તેનું કારણ માત્ર એકજ છે અને તે રાજદ્વારી છે. **અન્ગ્લો જાપાનીઝ એલાયેન્સ** અને એંન્ગ્લો જાપાનીઝ વેપારી કોલકરારને લીધે ઉપરોકત નિકાસ વેરો નાંખવામાં આવતો નથી. પણ ઇતિહાસ તપાસીશું તો સ્પષ્ટ છે કે એક રાજ્ય જો આજે મિત્ર હોય તો કાલે દુસ્મન થઇ પડે છે. હિન્દના વેપારમાં ઉપલા કોલકરાર નડતર થઇ પડવા ન જોઇએ. જો ઉપર પ્રમાણે ઉપાય (નિકાસવેરાનો) યોજવામાં આવે તોજ **હિન્દ** અને **લેન્કેશાયરને** ફાયદો થાય.

**જાપાન હિન્દમાંથી** ૧ કરોડ ૨૦ લાખ પૌંડનો રૂનો કાચો માલ દરવર્ષે ખરીદી ખેંચી જાય છે. કેટલા એક એમ કહેછે કે ઉપરોકત નિકાસવેરો નાંખવાથી (જાપાન રૂ અત્રેથી ન ખરીદે તેથી) રૂની મોટી માંગ બંધ પડી જવાથી અત્રે રૂના ભાવ ઘટી જાય. જેથી અત્રેના ખેડુતોને નુકશાન જાય. પણ તેના ઉત્તરમાં કહેવાનું કે રૂ જો સસ્તું થાય તો અને અહીંજ

રહે તો અહીંનું બનેલું કાપડ પણ સસ્તું થાય, જેથી હિન્દની ગરીબ પ્રજાને ઓછી હાડમારી ભોગવવી પડે.

**હિન્દ**ને **જાપા**નથી શું ગેરફાયદો છે? **જાપા**ને અત્રેથી રૂ ખરીદી લઇ જઇ સુતર બનાવી **ચીન**માં વેચવા માંડયું અને **હિન્દ**ના સુતરના વેપારને **ચીન**ના બજારમાંથી અડધાથી વધારે ઓછો કરી નાખ્યો. દશ વર્ષ પહેલાં હિન્દ જેટલું સુતર **ચિન**ના બજારમાં વેચી શકતું તેનો પૂરો અર્ધ ભાગ હાલમાં **જાપા**નની હરિફાઇને લીધે વેચી શકતું નથી. હિન્દના ભોગે હિન્દ સાથે જાપાને હરિફાઇમાં ઉતરી હિન્દના વેપારને હાનિ પહોંચાડી છે. હિન્દી સરકાર જો હિન્દને ઉપલી રીતે **મદદ કરે તો** જાપાનની હરિફાઇ હેઠી બેસી જાય ખરી, પણ તેમાં માત્ર એકજ વાંધો આવે છે અને તે માત્ર '**તો**' નો.

## લેન્કેશાયરનો હિન્દી વેપારપર બોજો.

**હિન્દ**નો રૂનો ઉદ્યોગ પછાત પડી રહ્યો છે, તેનું બીજું કારણ **લે**ન્કેશાયરનું દબાણ છે. હિન્દી વેપારમાં **હિન્દ** તરફથી હરિફાઇ કેમ ઓછી થાય એવીજ નજર **લે**ન્કેશાયર અત્યારસુધી રાખતું આવ્યું છે. લેન્કેશાયર હિન્દની પ્રજાને એમ કહે છે કે તમારે જો કાપડ જોઇતું હોય તો તમે તે પોતે નહિ બનાવો તો ચાલશે. તમારા દેશમાં જે રૂ પાકે છે તે અમને મોકલી આપો, અમે તેનું કાપડ બનાવીએ તે તમે વાપરો અને અમને મહેનતના નૂરના અને નફાના પૈસા આપી જાઓ. દાખલા રૂપે કહીએ તો વીશી-વાળાના દબાણથી તમારે પોતાના ગૃહમાં રસોઇ ન બનાવવી, પણ તમારા અનાજની વીશીમાં બનાવેલી રસોઇ ઘેર મંગાવીને ખાવી. આવી નીતિ ( પોલીસી ) **લે**ન્કેશાયરની ચાલુ છે, અને પોતાની મતલબ પાર્લામેન્ટમાંથી પાર ઉતારી શકે છે. તેની ચાર ગઇ ગુજરી કથાઓ નીચે મુજબ છે.

(૧) લેન્કેશાયરના સાહેબોએ ૧૮૭૫ માં, ૭॥ ટકાનો રૂના બનતર ઉપરનો આયાત વેરો ( import duty ) કહાડી નંખાવાને માટે કાંઈ ઓછી ચળવળ નથી કરી. અને તેના પરિણામે ૧૮૭૮-૭૯ માં જેટલું જાડું કાપડ ( coarser classes of goods ) હોય, તેના ઉપરનો આયાત-વેરો કહાડી નંખાવ્યો. અને છેવટે ૧૮૮૨-૮૩ માં હથિયાર અને દારૂ સિવાય સર્વ જણસો ઉપરના આયાત-વેરા કહાડી નાંખવામાં આવ્યા હતા.

(૨) ઓગણીશમી સદીના આઠમા દાયકા દરમ્યાન જ્યારે સંખ્યાબંધ મીલો બંધાવા લાગી ત્યારે લેન્કેશાયરને ફિકર થઈ પડી. આથી અત્રેના મીલમજુરોની લેન્કેશાયર વાળાઓને દયા આવી હોય એવા બ્હાના નીચે "ફેકટરી એકટ" નામનો કાયદો ભારે ચળવળ સાથે પસાર કરાવ્યો. તે એકટની રૂહએ મજુરીના કલાકોમાં ઘટાડો કરાવ્યો, જેથી અત્રે રૂનું બનતર ( કાપડ સુતર ) ઓછું ઉતરે.

(૩) થોડા વખત પછી જ્યારે ટંકશાળ બંધ કરવામાં આવી અને હુંડિયામણનો ભાવ ઘટી ગયો ત્યારે સરકારને મળતી મહેસુલ ઘટી ગઈ, તેથી આગળની જેમ ફરીવાર ૭॥ ટકાનો આયાત-વેરો નાંખવાની જરૂર પડી. વળી થોડા વખત પછી ( કાપડ સિવાય ) બધી જણસો ઉપર ૫ ટકાના આયાત-વેરા નાંખવામાં આવ્યા ત્યારે કાપડ ઉપર માત્ર ૩॥ ટકા આયાત-વેરો નાંખેલો હતો, આવી ભેદભાવના સર્વ હિન્દીઓએ વખોડી નાંખી હતી. તદુપરાંત લેન્કેશાયરના વેપારીઓને રાજી રાખવા માટે હિન્દમાં બનતા રૂના માલ ઉપર ૩॥ ટકાની જકાત (countervailing excise duty) નાંખવામાં આવી. આનો અર્થ એમ થયો કે જે કાપડ ઉપરનો ૩॥ ટકાનો આયાત-વેરો હતો તેની જે થોડી ઘણી અસર થતી તે પણ આ ૩॥ ટકાની જકાત નાંખવાથી નાબુદ થઇ. હાલમાં

એકાદ વર્ષ થયાં કાપડ ઉપર ૧૦ ટકાનો આયાત-વેરો નાંખવામાં આવ્યો છે, પણ ૩॥ ટકાની જકાત દૂર થઈ નથી.

(૪) લેન્કેશાયરના દબાણથી થોડાં વર્ષ પહેલાં 'ફેકટરી એકટ' ફરીવાર પસાર કરવામાં આવ્યો છે.

ઉપલાં કારણોને લીધે હિન્દના રૂના ઉદ્યોગને બહુ હાનિ પહોંચી છે. નહિ તો હાલમાં જે માત્ર ૫૦ મીલશેરોના સોદા શેરબજારમાં ચાલે છે તેને બદલે કંઈ નહિ તો ૫૦૦ મીલશેરોના સોદા ચાલતા હોત. લેન્કેશાયરે તથા હિન્દે હવે હળીમળીને આગળ વધવું જોઇએ, તોજ પરસ્પર લાભ થાય.

## મીલઉદ્યોગની પ્રવૃત્તિ અને પ્રવૃદ્ધિ

હિન્દની બધી રૂની મીલોનો વિચાર કરીએ તો જણાય છે કે તે સર્વ મીલોની યંત્ર–સામગ્રીમાંથી ૪૦ ટકા જેટલી, માત્ર મુંબઈની (જેના સોદા શેરબજારમાં ચાલેછે તેટલી) મીલોમાં સમાયેલી છે. એમ J. A. W. નું ધારવું છે. ઉપલી આપણી મીલોને ૧૯૧૭ ની સાલથી નહિ દીઠેલા ગંજાવર નફા થાયછે તે નીચેના કોઠા ઉપરથી જણાશે.

| | | | |
|---|---|---|---|
| ૧૯૦૫ માં | રૂ. ૩૪૭ લાખ | ૧૯૧૦ માં | રૂ. ૬૦ લાખ |
| ૧૯૦૬ માં | ,, ૩૧૪ ,, | ૧૯૧૧ માં | ,, ૫૨ ,, |
| ૧૯૦૭ માં | ,, ૧૮૫ ,, | ૧૯૧૨ માં | ,, ૨૬૦ ,, |
| ૧૯૦૮ માં | ,, ૧૩૧ ,, | ૧૯૧૩ માં | ,, ૧૮૨ ,, |
| ૧૯૦૯ માં | ,, ૧૨૧ ,, | ૧૯૧૪ માં | ,, ૮૯ ,, |

| | | |
|---|---|---|
| ૧૯૧૫ માં | રૂ. ૧૮૬ | લાખ |
| ૧૯૧૬ માં | રૂ. ૩૧૨ | ,, |
| ૧૯૧૭ માં | રૂ. ૬૭૪ | ,, |
| ૧૯૧૮ માં | રૂ. ૪૯૭ | ,, |
| ૧૯૧૯ માં | રૂ. ૮૦૦ | ,, (આશરે) |

**૧૯૧૧ માં** એકંદર કેટલો નફો હતો? ત્રણ વર્ષ પછી **૧૯૧૪ માં** એકંદર કેટલો નફો હતો? ત્રણ વર્ષ પછી **૧૯૧૭ માં** કેટલો **થયો?** એકંદરે રૂ. ૬ કરોડ ૭૪ લાખનો નફો મુંબઇની મીલોને આશરે થયો, તેમાંથી રૂ. ૭૪ લાખ એજન્ટોના કમીશનમાં ગયા, રૂ. ૨૭૫ લાખ વ્હેંચણમાં ગયા, અને રૂ. ૨૦૦ લાખ એટલે ૨ કરોડ ભંડોળમાં ગયા. વળી આપણે તે સાલમાં મજુરી ખાતે રૂ. ૩૭૬ લાખ આપ્યા, અને ઉછીકાં નાણાં ઉપર વ્યાજના રૂ. ૧૧૦ લાખ આપ્યા. ઉપલા નફામાં કાપડની મીલોએ ૬૮ ટકા અને સુતરની મીલોએ ૩૩ ટકા નફો કર્યો છે. ગયે વર્ષે કાપડના રતલના ભાવ ૨૦ આના હતા જ્યારે આ વર્ષે ૪૦ આના છે, એમ J. A. W. એ ૧૯૧૮ માં ક્રોનીકલ પત્રમાં લખ્યું છે. ભરૂચ રૂના ભાવ ગયા ઓગષ્ટમાં રૂ. ૫૦૦ હતા, ત્યારે હાલ (જુલાઇ ૧૯૧૮) રૂ. ૯૦૦ ની આસપાસ છે.

| ઓગસ્ટ | | સુતર નં, ૧૦ | નં ૨૦ | લૉંગ ક્લોથ |
|---|---|---|---|---|
| ૧૯૧૪ | આના | ૬॥ | ૭॥ | ૧૦ |
| ૧૯૧૫ | ,, | ૫ | ૬ | ૧૦ |
| ૧૯૧૬ | ,, | ૫ | ૮ | ૧૩ |
| ૧૯૧૭ | ,, | ૧૦। | ૧૫ | ૨૦ |
| ૧૯૧૮ | ,, | ૨૦ | ૨૭ | ૪૦ |
| ૧૯૧૯ | ,, | ૧૮ | ૨૩ | ૩૦ |

ઉપર પ્રમાણે સુતર અને કાપડના બન્નેના ભાવ એક રતલના અમુક આના લેખે આપેલા.

**૧૯૧૮** માં રૂ. ૪૯૭ લાખનો નફો થયો તેમાંથી રૂ. ૬૨ લાખ કમીશનના ગયા. તે વર્ષે રૂ. ૨૪૦ લાખ ભાગીદારોને વ્હેંચણીમાં આપ્યા. કાપડ મીલોએ ૪૫ ટકા અને સુતર મીલોએ ૬૦ ટકા નફો ઉપલી

